જી.ઇ.ઝેડ. માટે યશ અને અપયશ એવા માપદંડ નથી. આ આપણા સમયની જરૂરિરાયત છે. આ માત્ર આદિવાસીઓનો પ્રશ્ન નથી, માત્ર આદિવાસી વિકાસની વાત નથી, આ માત્ર બિન-આદિવાસી ના વિકાસની વાત નથી. જી.ઇ.ઝેડ. એટલે આદિવાસીનો સંઘર્ષ અથવા બિન આદિવાસીના સંઘર્ષની વાત નથી. આ પરંપરાની કે આધુનિકતાની વાત નથી. અહિં જે પ્રયોગો થયા છે એ પ્રયોગોના આધારે કોઈક નવો માર્ગ આપણી આંખ સામે આવતો રહ્યો છે. એ માર્ગ ઉપર આપણે પ્રવાસ કરવો છે. જેણે હું જી.ઇ.ઝેડ. પ્રવાસ નામ આપીશ. આપણે બધા દુનિયા માટે નવો રસ્તો બનાવીશું, એવો મને વિશ્વાસ છે. આ તો આપણી શરૂઆત છે. પણ આ પછી આપણે તન-મનથી કામ કરતા રહેવું પડશે.

જી.ઈ.ઝેડ. એટલે લીલો વિકાસ અથવા પર્યાયી આર્થિક વિકાસ કે પછી પર્યાયી વિકાસ. એવું પણ કહી શકીશું કે કુદરતી સંસાધનો સાચવી રાખવાવાળો વિકાસશીલ વિકાસ.

વિકાસની સાથે સાથે વિચાર આવે. ભણતરની વાત આવે. લીલો વિકાસ એટલે માત્ર સંસાધનનો વિચાર નથી. તેમાં સહિષ્ણુતા આવે છે. બધાને ટકાવી રાખવું, દરેક પ્રાણી–જીવને સાચવી રાખવું, તે માટે અત્યારની જીવનશૈલીમાં જરૂરી ફેરફાર કરવો એ બધી વાતો આવે છે. આર્થિક વિકાસ એટલે માત્ર કમાણી અને ખર્ચાની હિસાબની વાત નથી. કેટલા મળ્યા અને કેટલા ગુમાવ્યા તેથી પણ આગળ આર્થિક વિચાર હોય છે. જેમાંથી આપણે કમાઇએ છીએ તેને સાચવી રાખવામાં ડહાપણ છે. સાથે સાથે જ જે આપણી અંગત જવાબદારી નથી પણ દુનિયાના હિતમાં છે એવાં કાર્યો પર પણ ખર્ચો કરવો એનો વિચાર. તમામ અર્થનીતિનો વિચાર ત્યાર પછી તે અર્થનીતિ બનાવવાની પ્રક્રિયા વિશેનો વિચાર. અને પછી આ બધું લીલું એટલે સહિષ્ણુતાવાળું કઈ

રીતે બનાવવું તેનો વિચાર.

ગેઝ કોઈના વિરોધ માટે નથી. ગેઝ કોઈ એક વ્યક્તિના નફા માટે નથી. ગેઝ કોઈ રાજકીય પક્ષની ભલામણ માટે નથી. ગેઝ એક તાત્ત્વિક વિચાર છે. મૌલિકતાનો વિચાર છે. સમાજના દરેક ભાગને સમર્થ બનાવવાનો વિચાર છે. ખાસ કરીને જે નબળા પડતા જાય છે તેઓને વધારે ઝડપથી પગભર કરવાનો વિચાર છે. ગેઝ એક લાંબા સમયગાળાનો દિર્ઘ પ્રવાસ છે. તે પ્રવાસ દરેક આત્મનિર્ભર વ્યક્તિ કરી શકે છે. ગેઝ પ્રવાસમાં જે પહેલેથી જ આત્મનિર્ભર છે તેઓએ અન્યને આત્મનિર્ભર બનાવવાના છે. ગેઝ પ્રવાસ એટલે માત્ર વાતો કરવાની વાત નથી. આ પ્રવાસ દરમ્યાન ખૂબ સંવેદનશીલતાથી સાંભળવું છે. સમાજના દરેક હિસ્સાને સાંભળવો છે. પરંપરાને સાંભળવી છે, આધુનિકતાને સાંભળવી છે અને ખાસ કરીને વ્યથીત કુદરતને સાંભળવી છે. એ આપણા બધાંની મા છે. આપણી માની વ્યથા ઓછી થાય તે માટેનો ગેઝ સેવાનું વ્રત છે.

લીલા વિકાસમાં અન્યાય ઓછો થાય તે માટે કામ કરવાં છે. એકબીજા સાથે સંવાદ વધતો રહે તે માટે

પ્રયત્નો કરવા છે. એકબીજાને કશું આપી શકાય તે માટેની માનસિકતા ઘડાવવાની છે. માનવી તરફથી અન્ય પ્રાણીઓને મળેલી પીડા ઓછી કરવા માટેના પ્રયાસો છે. અને સૌથી મહત્વની વાત તો એ છે કે વિવિધતા અને વિચાર છોડચા વગર વિકાસ થઈ શકશે કે નહી તેનો ક્યાસ કાઢવો છે. ગેઝ આદિવાસી સમાજમાંથી નિર્માણ પામેલા સપનાંઓનો પરિપાક છે. આદિવાસીએ બધાને સુખી જોવા માટે કરેલું નવું પદાર્પણ છે. તેનો તે પ્રવાસ દીર્ઘ છે જેનો અંત આપણા સમયમાં ભલે ના આવે તો પણ આ પ્રવાસ કરવા આપણે બધાં નિકળ્યા છે.

❖❖❖

આપણા દેશમાં આદિવાસીના કુલ વસ્તીની સંખ્યા આશરે ૮ કરોડ ૭૦ લાખ છે, જેમાંથી ફક્ત ગુજરાતમાં જ ૭૫ લાખની આદિવાસીની વસ્તી છે. લગભગ બધા જ આદિવાસી ગુજરાતના પૂર્વ સરહદ પર આવેલા ગામોમાં વસે છે. અપવાદના રુપમાં થોડા ઘણા કચ્છ તરફ પણ વસેલા છે. માત્ર પૂર્વ પટ્ટીના ૯ જિલ્લામાં વસેલા આદિવાસીઓ ગયા ૧૦૦-૧૫૦

વર્ષોથી ખેતી વ્યવસાય સાથે જોડાયલા છે. અર્થાત આદિવાસીઓ માત્ર ખેતી પર આધારીત છે એવું માનવું ભુલ ભર્યુ રહેશે. જંગલની પેદાશ એ એમના જીવનનો મોટો આધાર રહેલો છે સાથે સાથે જ ચોમાસા પછીના સમયમાં પોતાના ગામથી બહાર નિકળી ગુજરાતના મોટા શહેરોમાં આવી ત્યા મજદૂરીમાંથી મળતા કમાણી પર એ આધારીત રહેલા છે. આશરે ૨૫ વર્ષથી આદિવાસીનું મજદૂરી માટેનું સ્થળાંતરનું પ્રમાણ ખૂબ જ મોટા પાયા પર વધેલું છે. તે પહેલાં દશેરા થી લઈને હોળી સુધી મજદૂરી માટે સ્થળાંતરીત થતા આદિવાસીની સંખ્યા આજે લગભગ ૧૦ થી ૧૧ મહિના સુધી શહેરમાં બાંધકામ વ્યવસાયમાં મજદૂરી કરતા જોવા મળે છે. આ પરિસ્થિતીના લીધે તેઓના બાળકોની ભણતર, તેમજ આદિવાસી સ્ત્રીઓની પ્રકૃતી–સ્વાસ્થ્ય પર પણ માઠો અસર થયેલો જોવા મળે છે.

આ પરિસ્થિતી ધ્યાનમાં લઈને, વડોદરા સ્થિત સ્વયંસેવી સંસ્થા ભાષા રિસર્ચ સેન્ટરે ૧૯૯૬ થી આદિવાસીના ગામડાઓમાં વિકાસના કામ હાથમાં લીધા હતા. તેમજ ૧૯૯૯ થી ભાષા સેન્ટરે

છોટાઉદેપુર નજીક આવેલા તેજગઢ ગામમાં આદિવાસી એકેડમીની સ્થાપના કરી હતી. આદિવાસી એકેડમીમાં ભણેલા આદિવાસી યુવાનો વિકાસના કાર્યમાં તે સહભાગી થઈ શકે એવી ભણતર આપવામાં આવે છે. વિકાસ ના કાર્યો ઘડાવવા, તેવા પ્રકલ્પોનું આયોજન અને સંચલન કરવું, ગામડે ગામડે ફરીને ત્યા ગ્રામવાસીઓને આ પ્રકલ્પોમાં શામીલ કરવું, વિકાસ કામો સારી રીતે ચાલે તે માટે મોનીટરીંગ કરવું વગેરેની ભણતર આદિવાસી એકેડમીમાં ખૂબ સારી રીતે આપવામાં આવે છે. આદિવાસી એકેડમીની કામગિરી ધ્યાનમાં લઈ, ભારત સરકારે સંસ્થાને સેન્ટર ઓફ એક્સલન્સના રૂપમાં સ્વીકૃતી આપેલી છે.

તેજગઢ આદિવાસી એકેડમીમાં ભણેલા આદિવાસી યુવાનોએ ગયા ૭ વરસ ના સમયગાળામાં ગુજરાતના આશરે ૧૨૦૦ ગામડાઓ સુધી પહોંચી ત્યા વિકાસના કાર્યો પ્રસ્થાપિત કરેલા છે. આદિવાસી પોતે જ ચલાવે છે એવા ભંડોળ ફળિયા અથવા સેલ્ફ હેલ્પ ગ્રુપ્સ, અનાજ બેંક, પાણીના જથ્થ્યાનું સંયુકતીક રીતે આયોજન, દેશી બીયારણની

સાચવાઈ, આદિવાસી બાળકો માટે ભણતર આપવાની વ્યવસ્થા વગેરે કાર્યો આદિવાસી કાર્યકર્તાઓ કરી રહ્યા છે. અને આ ઉદ્દેશ ની પૂર્તી કરવા માટે તેઓએ ચૈતન્ય ટ્રસ્ટ સંવેગ માયક્રોક્રેડીટ મહાસંઘની સ્થાપના પણ કરેલી છે. સાથે સાથે જ તેઓનું પોતાનું પ્રકાશન ગૃહ પૂર્વ પ્રકાશ નામથી નિર્માણ કરવામાં આવેલ છે. આ કાર્યના પરિણામ સ્વરૂપે આજે ગુજરાતના પૂર્વ પટ્ટીમાં ૨૦૦૦ થી વધારે માયક્રોક્રેડીટ ગ્રુપ્સની રચના થયેલી છે. અને તેવા ગ્રુપોની આર્થિક ક્ષમતા રૂ. ૧૦ કરોડથી પણ વધારે થયેલી જોવા મળે છે. આશરે ૩૫૦ પૂર્ણ સમય કામ કરતા કાર્યકર્તાઓ ચૈતન્ય અને સંવેગ સંસ્થા સાથે જોડાયલા છે.

આદિવાસી વિસ્તારમાં વિકાસના કામો કરવા વાળા કાર્યકર્તાઓએ હવે નક્કી કર્યું છે કે તેઓ બધા મળીને વિવિધ આદિવાસી ગામડાઓમાં ગ્રીન ઇકોનોમીક ઝોન બનાવશે. જે રીતે કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકાર સ્પેશિયલ ઇકોનોમીક ઝોન બનાવે છે, લગભગ તે જ રીતે આ આદિવાસીઓ પોતાનું સેજ (એસ.ઇ.ઝેડ.) નહી પણ ગેઝ (જી.ઈ.ઝેડ.) ઉભા

કરવાના તૈયારીમાં છે. આ કાર્યકર્તાઓએ દેશભરના સંતુલીત વિકાસના અથવા લીલા વિકાસના પ્રયત્નોમાં જોડાયેલા સામાજિક કાર્યકર્તાઓ અને તજજ્ઞોને ગુજરાતમાં આવા માટે નિમંત્રિત પણ કરેલા છે અને જૂન ૨૦૦૯માં જે અભિયાન એ શરૂ કરી રહ્યા છે એને આ કાર્યકર્તાઓ 'ગેઝ પ્રવાસ' નામ આપેલું છે. ગેઝ પ્રવાસમાં આશરે ૧૦૦૦ સામાજિક કાર્યકર્તાઓ અને દેશભરથી આવેલા ચિંતકોનો સહભાગ રહેવાનો છે. ગેઝ પ્રવાસના અંતે જે ગામડાઓની પસંદગી કરવામાં આવશે તેવા બધા આદિવાસી ગામોમાં ગ્રીન ઇકોનોમીક ઝોનના નિર્મિતી માટે ચૈતન્ય અને સંવેગ સંસ્થા ભેગા મળી રાજ્ય સરકાર તેમજ કેન્દ્ર સરકાર પાસે જરૂરી મુજબ રજુવાત કરવાના છે.

ગ્રીન ઇકોનોમીક ઝોનમાં વિકાસ થતો રહે પણ સાથે સાથે જ કુદરતને નુકસાન ન પહોંચે એવા સભાનતાથી વિકાસ ના કાર્ય દોરવામાં આવવાના છે તેમજ સ્થાનિક વ્યક્તિઓને ગેઝ દ્વારા નિર્માણ થતા વ્યવસાયો અને નોકરીઓમાં ૯૦ ટકા સહભાગીત્વ આપવામાં આવશે. મોટા ભાગે ખેતી વ્યવસાય તેમજ

ખેતી પર આધારીત અન્ય વ્યવસાય કેન્દ્રમાં રાખી ગેઝની નિર્મિતી કરવામાં આવશે. દેશમાં ઘણી જગ્યાએ સેઝ (એસ.ઈ.ઝેડ) ના પરિણામ સ્વરૂપે સ્થાનિક લોકોની જમીન હડપ કરવામાં આવેલી છે તેમજ ત્યાંથી લોકોને સ્થળાંતર પણ કરવું પડ્યું છે. વળી, સેઝનો લાભ ફક્ત મોટા પુંજીપતીઓને અને ઔદ્યોગિક કુટુંબોને થયેલો જોવા મળે છે. તેની સામે, ગેઝ (જી.ઈ.ઝેડ.)નો લાભ ગામના દરેક વ્યક્તિને મળતો રહેવાનો છે. આ રીતે ગુજરાતના આદિવાસીઓ દેશના વિકાસ માટે એક નવું ચીલો દોરી રહ્યા છે.

## લીલો વિકાસ

અઢારમી સદીથી ઔદ્યોગિક ક્રાંતિની શરૂઆત થઈ. આજથી લગભગ ૨૫૦ વર્ષ પહેલાં આ યુગની શરૂઆત થઈ. ત્યારથી વસ્તુનું ઉત્પાદન યંત્રથી કરવામાં આવે છે. આ દરમ્યાન અનેક નવી નવી ટેકનોલોજી આવી. આ પહેલાં માનવ શ્રમ દ્વારા કારખાનામાં માલ ઉત્પાદિત થતો.

યંત્રોની શોધ પછી માનવ શ્રમની અવગણના કરવામાં આવી. ઉદ્યોગપતિનો હેતુ રોજગારી આપવાનો નથી, પરંતુ વધુને વધુ નફો કમાવાનો છે. યંત્રો દ્વારા ઓછા સમયમાં વધુ ઉત્પાદન થવા લાગ્યું. આ માલ દેશ વિદેશમાં વેચવા માટે મુક્ત બજાર વ્યવસ્થાની નીતિ દુનિયામાં વિકસી.

આ ભંડોળની રેલમછેલ વાળા કોર્પોરેટ જગતમાં કુદરતી સંસાધનોનો બેફામ ઉપયોગ થાય છે. પુંજીવાદી અને વ્યકિતવાદી વિચારમાં દરેક પગલું પૂંજીપતિના હિતને ધ્યાનમાં રાખીને લેવાય છે. પરિણામે દુનિયાના

બધા જ કુદરતી સંસાધનો ખતમ થવાના આરે છે.

દેશ અને દુનિયાની વિકાસની પરિકલ્પના પ્રમાણે દરેક વ્યક્તિની જીવન જીવવાની પદ્ધતિ બદલાઈ છે. ગામડાંના અલ્પસાધનવાળા આદિવાસી પાસે જે કાંઈ સંસાધનો હતાં તે પણ આ પૂંજીવાદી વ્યવસ્થાને લીધે છીનવાઈ ગયાં છે. પહેલાંથી જ જે ગરીબ છે, અને વિવિધ વ્યવસાયોમાં જઈ શકતા નથી તેઓ શિક્ષણ કે આરોગ્ય માટે પૈસો ખર્ચી શકતા નથી તેઓ વ્યાપારના ક્ષેત્રે કેવી રીતે પ્રવેશશે ?

થોડીઘણી ખેતીવાળા રાસાયણિક ખાતર, જંતુનાશક દવા અને બિયારણ પાછળના વધતા ખર્ચાને પહોંચી વળી શકતા નથી. તેઓ પણ કર્જમાં ડુબે છે.

આ મુડીવાદી અર્થવ્યવસ્થા અને મુક્ત બજાર વ્યવસ્થાના વિચારની આદત છે કે કુદરતી સંસાધનોનો વિશ્વસ્તરીય બેફામ બગાડ કરવો.

કુદરતની સાથે રહી જીવવાનો આદિવાસીનો એક રસ્તો હતો તેમાં આ વિષમતાઓ પ્રવેશી છે. વિકાસના નામે કુદરતી સંસાધનો અને પારંપરીક રીતે જીવતા સમુદાયોને ખીણની ધારે ધકેલવામાં આવ્યા છે. વિકાસનાં સપનાંમાં લોકોને ભ્રમિત કરવામાં

આવ્યા છે.

આ આધુનિક હરિફાઈ વાળી દુનિયામાં લોકો વધુને વધુ દેવામાં ડૂબી રહ્યા છે. બીજી તરફ વિશ્વ પુંજીવાદ કે ભોગવાદમાં ઘેરાયેલું છે. જેવી દેશોની સરકારોની હાલત છે તેવી જ દુનિયાભરમાં આદિવાસી લોકોની હાલત છે. હવે લોકોને પોતાનાં સંસાધનો ખુલ્લા બજારમાં વેચવા સુધીની મજબુરી આવી ગઈ છે.

ગરીબ અને અમીર વચ્ચેની ખાઈ ક્યારેય ન હતી તેટલી મોટી થઈ છે.

સૌથી કરૂણ સ્થિતિ આદિવાસી યુવાનની છે. આ દિશાહીન યુવાશક્તિ સામેનો માર્ગ ગૂમ થયો છે. હાલના આર્થિક માળખામાં ઓછી આકર્ષક એવી ખેતીમાં તે જોતરાઈ શકતો નથી સાથે સાથે ભોગવાદી દુનિયાની હરિફાઈમાં પણ એનું સ્થાન એને મળ્યું નથી.

આપણે એ જોયું છે કે વ્યાપારવાળા જ માત્ર નફો કમાતા આવ્યા છે અને આદિવાસીએ તો આધુનિક વ્યાપારક્ષેત્ર જોયું જ નથી.

આધુનિક અર્થ વ્યવસ્થામાં વ્યાપારને સંગઠિત ક્ષેત્ર માનવામાં આવ્યું છે. વળી શ્રમીકો આ વ્યવસ્થામાં દુનિયાભરમાં અસંગઠિત બનાવાઈ રહ્યા છે. મુક્ત અર્થ

વ્યવસ્થા શરૂ થઈ તે પહેલાં દુનિયામાં સરકારો નાગરિકોને રક્ષણ આપતી હતી. પરંતુ આ નવી અર્થ વ્યવસ્થામાં નાગરિકોને રક્ષણ આપવાનું ઘટતું જાય છે. પ્રજાની સવલતો કે સુરક્ષા ક્રમશઃ ઘટી કે બંધ થઈ રહી છે.

ઔદ્યોગિક ક્રાંતિની શરૂઆતથી વિકાસના નામે આદિવાસી વિસ્તારની મોટા ભાગનાં કુદરતી સંસાધનોનો ખાતમો બોલાવાયો છે. તેથી દુનિયાનો ગોળો આગમાં શેકાઈ બળી રહ્યો છે. પૃથ્વીના પર્યાવરણમાં ચિંતાજનક અસંતુલન ઉભું થયું છે. વિશ્વ સામે આખી માનવ જાતિ અને જીવસૃષ્ટિના અસ્તિત્વ સામે મોટો ખતરો ઉભો થયો છે. કોઈ પણ દેશની સરકાર આ બદ્ધ વ્યવસ્થામાં કશું ખાસ કરી શકે તેવું લાગતું નથી.

નાણાને વધુ મહત્વ અપાતું હોવાથી લોકોએ નાણું કમાવા ગરીબ માનવ સમુહોનું અને કુદરતનું ભરપુર શોષણ કરવામાં કશું બાકી રાખ્યું નથી. દુનિયામાં ઘણી બધી વિસંગતિ અને આર્થિક અસમાનતા ઉભી થઈ છે.

તાજેતરમાં વિકાસના નામે સેઝના રૂપાળા નામથી વિકાસની એક નવી લહેરની શરૂઆત થઈ છે. હકીકતમાં

આ વ્યવસ્થામાં માત્ર ગણત્રીના વ્યક્તિ જ સંસાધનનો સંપત્તિનો ફાયદો લઈને કુદરતનો વિનાશ સર્જે છે. જનતાને વિકાસના નામે અને રોજગારીના નામે મોટાં મોટાં સપનાં બતાવાય છે. સરકાર પણ આવા વિકાસનું નામ આગળ ધરી જમીન, વીજળી, પાણી જેવી સગવડોની વ્યવસ્થા રાહત દરે પુરી પાડે છે.

આપણે છાપામાં એવા દાખલા વાંચ્યા છે કે પારંપરિક લોકોની આજીવિકા રૂપ જંગલ, જમીન, ડુંગર અને આકાશને પાણીના ભાવે લઈ લેવામાં આવે છે. લોકોને મજૂરી સિવાય કશું મળતું નથી. ઉધોગપતિઓને જેટલું રક્ષણ આપવામાં આવે છે, એટલું ગરીબ ખેડૂતોને આપવામાં આવતું નથી.

સેઝની સામે ગ્રીન ઈકોનોમિક ઝોન એટલે લીલા વિકાસની કલ્પના કરવામાં આવી છે. આ લીલા વિકાસમાં વિસ્તારને લીલો કરવામાં કોઈ પણ પ્રકારના ખર્ચા કરવાની જરૂર નથી. લીલો વિકાસ કોઈ પણ વ્યક્તિ આત્મનિર્ભર રહીને આપમેળે કરી શકે છે.

કુદરતી સંસાધનોનો સદઉપયોગ કરીને લીલો વિકાસ સાધી શકાય છે. જેમ મુડીવાદી, પોતાના સ્વાર્થને ખાતર નફો કમાવા માટે, દુનિયાની કુદરતી સંપત્તિનો વિનાશ

કરીને અને વ્યવસાયોનું અમાનવીકરણ કરી માત્ર વ્યક્તિગત વિકાસના વિચારની આ વાત નથી.

લીલા વિકાસમાં કુદરત સાથે રહીને આદિવાસીઓ પાસે જે પણ કઈ સંસાધનો છે તેનો સદ્ઉપયોગ કરવાની જ વાત છે. આ વિકાસ વિચાર શોષણ વિનાનો વિકાસ હશે.

કુદરતી સંપત્તિને લઈ જઈ એના પર પ્રક્રિયા કરવામાં આવે તો ગામડાંનો વિકાસ થઇ જવાનો નથી. ઉલટાનો અમુક જ સાધન સંપન્ન લોકો વધુ સંપન્ન થાય છે. લીલા વિકાસમાં બધાંને પોતાનાં જ ગામમાં રોજગારી ઉભી કરવાની વાત છે.

સેઝના નામે મોટી કંપનીઓ ગામડાંમાં આવી જંગલ, જમીન, પાણીનો વિનાશ કરે છે. તેવું નહિ થવું જોઈએ એટલે લીલો વિકાસ સંસાધનનો વિનાશ કર્યા વગર ગામમાં જ વ્યવસાય ઉભા કરવાની વાત છે.

દુનિયામાં કુદરતી સંસાધનો ખતમ થવાની અણી પર છે ત્યારે સંસાધનનો વિનાશ કર્યા વગર ગામમાં દરેક માટે સ્થાન નિર્માણ કરવું, નવા વ્યવસાય નિર્માણ કરવા, એને અનુલક્ષી ભણતરનું માળખું ઉભું કરવું આ ગેઝના વિચારો તમામ દુનિયા માટે આશાનું કિરણ છે.

આ પ્રકારનો વિવેકશીલ વિકાસ એટલે ગેઝની નિર્મિતિ કરવી આપણા સૌના હાથમાં છે.

## લીલો વિચાર

આજ કાલ ધરતીનું તાપમાન ખુબ વધી રહ્યું છે. તેમાં સંતુલન રહ્યું હોય એવું લાગતું નથી. અલગ-અલગ દેશોમાં અલગ-અલગ તાપમાન હોય છે. ભારત દેશમાં ખાસ કરીને ચોમાસો, ઉનાળો, શિયાળો એમ ત્રણ ઋતુઓ હતી. પરંતુ છેલ્લા દોઢ-બે દાયકાથી ઋતુચક્ર અનિયમિત થયું છે. ઘણાનું માનવું છે કે કળીયુગ આવ્યો, ધરતી પર 'પાપ' વધી ગયું છે. પરંતુ ખરેખર કળિયુગ માણસનાં વિચાર, વર્તનમાં જ છે, એ બહારથી આવતું નથી. માણસે જાતે જ કળીયુગ કરી મુક્યો છે.

ભારતમાં જંગલને લગતો કાયદો આવ્યો અને જંગલનું નિયંત્રણ જંગલ ખાતા તરફથી કરવામા આવ્યું. અંગ્રેજો આવ્યા પછી જંગલનું વધારે પ્રમાણમાં નિકંદન થયું. વૃક્ષોનું પ્રમાણ ઘટવાથી કાર્બનડાયોક્સાઈડ વધ્યો.

આપણા કહેવાતા વિકાસની નીતિથી મોટા-મોટા ઉદ્યોગો, ફેક્ટરીઓ ઉભી થઈ. તેમાંથી નિકળતો ધુમાડો અને બહાર પડતો કચરો જમીન અને વાતાવરણને બગાડે છે. આવી બે સમજ વિકાસ નીતિને પ્રોત્સાહન આપવાથી ઉભી થતી પરિસ્થિતિ આખી દુનિયાની સમગ્ર જીવ સૃષ્ટિ સામે મોટો પડકાર બની છે.

તેનાથી વિનાશ થશે વિકાસ તે આખરી રીતે નક્કી કરવાનો સમય પાકી ગયો છે.

વિકાસનું આવું વલણ બદલવામાં નહી આવે તો આવનારા સમયમાં પૃથ્વીનું તાપમાનમાં અસહ્ય વધારો થવાનો છે. એ આપણે બધા સારી રીતે જાણીએ છીએ.

આ વર્ષે ખેતીમાં ખાસ કરીને શિયાળાના ઘંઉ જેવા પાકમાં ઉત્પાદન ઘણું ઓછું થયું તે પણ આપણી નજર સામે આ વિકાસ નીતિની અવળી અસરનો એક નક્કર પુરાવો છે. ખેતીના ઉત્પાદન પર પર્યાવરણ પરિવર્તનની વિપરીત અસર થાય છે તેવું સ્પષ્ટ દેખાય છે.

વિકાસના આ પાગલ દોરમાં દરેક દેશમાં સ્પેશિયલ

ઈકોનોમિક ઝોન (સેઝ) ની ખુબ જ બોલબાલા છે. સેઝના વધવાથી ફળદ્રુપ ખેતીલાયક જમીનો બગડી રહી છે, ખેડુતો જમીન વગરના થાય છે, અનેક સાંસ્કૃતિક સવાલો પેદા થાય છે. પર્યાવરણ વિશે સંવેદનહીન હોય એવા સેઝને રોકવામાં નહી આવે તો ખેતી લાયક જમીનો, પૃથ્વી રક્ષક જંગલોનો વિનાશ તો થશે જ, પણ આખી દુનિયાની જીવ સૃષ્ટિ નો નાશ થશે.

વ્યકિતગત વિકાસની ઈચ્છાને ઓછી કરી સમગ્ર વિશ્વનો વિચાર કર્યા પછી હાલની વિકાસ ની પરિકલ્પના બદલીને કુદરતી સંસાધનોની પ્રાથમિકતાથી જાળવણી અને નવસિદ્ધિ થાય તેવો વિકાસનો માર્ગ અપનાવવો અનિવાર્ય બન્યો છે.

આવી વિકાસ નીતિને અનુસરનારા ઘણા ખેતીપ્રધાન દેશોને અનાજની આયાત કરવી પડે છે એ કેવી કરૂણ પરિસ્થિતિ છે.

અને આપણે પણ એમની જમાતમાં બેસવા થનગનીએ છીએ !

હાઈબ્રીડ બિયારણ-રાસાયણિક ખાતર અને જંતુનાશક દવાનો ઉપયોગ છેલ્લા થોડા દાયકાઓથી

વધી ખૂબ વધી ગયો. જમીનની ફળદ્રુપતા ઓછી થતી ગઈ, જમીન પત્થર જેવી કડક થતી ગઈ.

નાનો ખેડૂત જમીનને આનાથી બચાવવા પોતાની રીતે બધું જ કરી લેવા ઇચ્છે તો એને પુરતો ટેકો મળી રહેવો જોઈએ.

પરંતુ આજે ઉધોગપતિઓ, તેમની તરફેણમાં ઘડાતી કૃષિ નીતિ અને ઉદાસીન વહીવટ આ બધાં મળીને પર્યાવરણ અને જમીનની સરેઆમ અનદેખી કરે છે.

માટે આપણે વિકાસની નીતિમાં ધરમૂળથી ફેરવિચારણા કરવી રહી.

વિશ્વમાં પીવાના પાણીની અછત ઉભી થઈ છે. લાગે છે કે ભવિષ્યમાં પાણી માટે યુધ્ધો થશે. પાણીની અછત માટે માત્ર માનવ જાત જ જવાબદાર છે.

દુનિયામાં લગભગ બારેમાસ વહેતી નદીઓ પર વિશાળ બંધો બાંધી તેના પ્રવાહને અત્યંત પાતળો કરી દેવામાં આવ્યો.

ભૂગર્ભજળનાં તળ ખુબ જ ઉંડાં ગયાં. જમીનમાં વરસાદનું પાણી ઉતરતું નથી અને ઊંડા બોરવેલ ની

સંખ્યામાં આડેધડ વધારો થયો.

આપણે સૌ મળીને કુદરતના શોષણ અથવા નાશને, વિનાશ સામે કેટલો વિકાસ થયો તે સમજીએ. એવી પ્રતિજ્ઞા લઈએ કે વિશ્વરૂપી કુટુંબનું અને સમગ્ર જીવસૃષ્ટિને જીવતા રાખવા સંસાધનનો માત્ર જરૂર પુરતો ઉપયોગ કરીએ.

## વિવેકશીલ વિકાસ

માનવ સભ્યતાઓના વિકાસમાં નવીન શોધો - નવા વિચારો ક્યારેક જબરદસ્ત પરિવર્તન લઈને આવતા હોય છે. નાણું, ચલણ અથવા અર્થકારણ એ સમાજમાં ક્રાંતિકારી પરિબળે સર્જ્યું. વસ્તુની આપ-લેની પદ્ધતિમાં નાણું દાખલ થયું. નાણાનું સંચાલન સત્તાધારી વ્યક્તિઓના હાથમાં હોય છે માટે સ્વાભાવિક જ સત્તાધારી વ્યક્તિઓ નો નાણા અથવા ચલણ ઉપર કબજો હોય છે. માટે સમાજમાં સત્તાધારી લોકો પાસે નાણા અથવા નાણા વાળા પાસે સત્તા એવું સામાન્યતઃ જોવા મળે છે.

ઇતિહાસ તરફ દષ્ટી કરીએ તો જોવા મળશે કે

દુનિયામાં બે પ્રકારની અર્થવ્યવસ્થા છે. ભંડોળવાદી અને સમાજવાદી. એડમ સ્મીથે એવો મત વ્યક્ત કર્યો કે રાજ્યએ વ્યક્તિના મિલકત અથવા નાણા (ભંડોળ) એકત્ર કરવાના રસ્તામાં આડખીલી ન બનવું જોઈએ. વ્યક્તિ પોતાની ઇચ્છા-મરજી પડે તેટલી વ્યક્તિગત મિલકત એકત્ર કરી શકે, જેમાંથી મુડીવાદી અથવા ભંડોળવાદી સમાજવ્યવસ્થાનો પાયો નંખાયો. જયારે કાર્લમાકસે સમાજવાદી અર્થવ્યવસ્થાની હિમાયત કરી, જેમાં મિલ્કત અથવા અર્થવ્યવસ્થા વ્યક્તિગત નહી પણ સામાજીક હોવી જોઈએ. આમ દુનિયામાં ડાબેરી અને જમનેરી એમ બે વિચારધારાઓનો ફેલાવો થયો. આ બંને વિચારધારાઓમાં એક જગ્યાએ થી લઈ બીજી જગ્યાએ એકત્રિત કરવવું. એટલે કે એક જગ્યાએ ટેકરો બનાવવા ક્યાંક ખાડો ખોદવો એમ કહી શકીએ તે પ્રકારની પદ્ધતિ રહી છે.

ભંડોળવાદી વિચારધારાના પરિણામે આજે દુનિયામાં અમિર અને ગરીબ વચ્ચેની ખાઈ વધારે ઉંડી બની છે. અને એમાંય હાલમાં વૈશ્વિકરણ, ઔદ્યોગિકરણ, ખાનગીકરણ અને નવીન

અસ્તિત્વમાં આવેલ એસ.ઈ.ઝેડ. ની નીતિઓને પરિણામે ગરીબ, ખેડુત, કારીગર, મજુરની પરિસ્થિતિ અત્યંત ફફોળી થતી જોઈ શકાય છે.

એસ.ઇ.ઝેડ. ભારત સરકાર દ્વારા વર્ષ ૨૦૦૫-૦૬માં પારિત કરેલ કાનુન છે. જેના અંતર્ગત સરકાર વેપાર-ઉધોગ અને મૂડીવાદે પ્રોત્સાહન આપવા માટે સરકારી ધારા ધોરણોમાં ફેરફાર કરી ઉધોગની સામાજીક જવાબદારી ઓછી કરી, મજુરો અને સમાજના હક્ક અધિકાર ઓછા કરી, મુડીપતિઓને જમીન, કર રાહતો, સંશોધનો, પાણી, વ્યાજ વગરની લોન વગેરેની વ્યવસ્થા કરી આપવાનું નક્કી કરેલ છે અને તેવું અમલીકરણ પણ શરૂ કરી દિધેલ છે.

આવા સંજોગોમાં દેશ અને દુનિયાનો આમ આદમી, ગરીબ વર્ગ, ખેડુત, મજદૂર, શોષિત, વંચિત ની આશાકિરણ રૂપ 'આદિવાસી અકાદમી' તેજગઢનયા સ્થાપક ગણેશ દેવી સાહેબ અને અમે આદિવાસી કાર્યકર્તા મિત્રો તાપીનદી થી મહિસાગર નદીના વચ્ચેના પટ્ટાના વિસ્તારમાં એસ.ઇ.ઝેડ નહિ પણ જી.ઇ.ઝેડ. બનાવવાનું નક્કી કરેલ છે. આ જી.ઇ.ઝેડ. માં કુદરતના તત્વોને નુકસાન ન થાય,

કોઈનું શોષણ ન થાય અને બધાને વિકસવાની સરખી તક મળી રહે એ પ્રકારનો લીલો વિકાસ થાય. તે માટે પ્રયત્નશીલ થવાનો નિર્ણય કરેલ છે. અત્યારે વિકાસ એટલે કોઈનું શોષણ કરી પોતાનું પોષણ કરવું તેને વિકાસ માનવામાં આવે છે. અથવા તો કુદરતી તત્વનો બેફામ ઉપયોગ પર્યાવરણને અસમતુલા ઉત્પન્ન કરવાને વિકાસ માનવામાં આવે છે. જે વાસ્તવમાં માનવજાત માટે નુકસાન રૂપ છે જેના પરિણામો દુનિયા ભોગવી રહી છે. હવા, પાણી, ખોરાક માનવ અસ્તિત્વમાટે જરૂરી છે. નાણું કે પૈસા માણસ ખાઇ શકવાનો નથી. માટે માત્ર કેટલાક મુડીવાદીઓની ઇચ્છાના દબાણમાં આવી માનવઅસ્તિત્વ, જીવસૃષ્ટીના અસ્તિત્વ સામે આવી રહેલ ગંભીર પડકારો ને અટકાવવા જીવસૃષ્ટીને પોષક એવા વિકાસની આવશ્યકતા છે.

તાપી નદી, નર્મદા નદી અને મહિસાગર નદીના કિનારા વિસ્તારના ૨૨૦૦ જેટલા ગામોમાં આ લિલા વિકાસનો વિચાર સ્થિર થાય કે જેમાં ઓર્ગેનિક ખેતી, ફળાઉ અને ઇમારતી વૃક્ષોન રોપણી, પાણી અને

જમીનનું સંવર્ધન, પશુપાલન, સ્થાનિક ઉત્પાદન અને આવક વધે તે પ્રકારના કાર્યોનું આયોજન, પર્યાવરણ અને પ્રાદેશિક સંસ્કૃતિની સભાનતા આપે તે પ્રકારનું ભણતર, પર્યાવરણને અનુકુળ આવે એવું રહેઠાણ, સ્થાનિક ૧૦૦% રોજગારી ઉપલબ્ધ થાય વગેરે જેવા પ્રયત્નો જી.ઇ.ઝેડ.માં કરવાનું નક્કી કરેલ છે.

આમ જી.ઇ.ઝેડ. ના વિચારથી એસ.ઈ.ઝેડ.માં રહેલા દુષોણો, ખરાબ તત્વો સમાજ સામે આવે, એસ.ઇ.ઝેડ.માં રહેલ અન્યાય અને શોષણ સામે અવાજ ઉઠે, વ્યક્તિગત મુડીવાદ સામે બહુજન હિતાય નીતિઓ અમલમાં આવે, મશીન સાથે માણસનું મુલ્ય વધે, ૧૦૦% રોજગારી ઉપલબ્ધ બને પર્યાવરણ અને સજીવ સૃષ્ટી લાખો વર્ષથી ટકી છે અને લાખો વર્ષ સુધી ટકી રહે વગેરે જેવા ઉદ્દેશ્યો રહેલાં છે.

આપણે બધા એસ.ઈ.ઝેડ. ની સામે જી.ઇ.ઝેડ. ને આવકારીએ !

## પાણીનો રંગ

ગુજરાતના પૂર્વ-દક્ષિણ ભાગમાં સમૃદ્ધ જંગલો આવેલાં છે. જ્યાં સૌથી વધારે ગીચ જંગલો છે એ તાપી અને ડાંગના જંગલોમાં, છેલ્લાં બે વર્ષથી વાંસનાં બી આવ્યાં છે. જેને સ્થાનિક લોકો 'ઈદ' આવવું કહે છે.

આ બી ઘઉં જેવાં હોય. તેને લોકો અનાજના વિકલ્પ તરીકે ભેગું કરી સાચવી રાખે છે અને રોટલા કે રાબ બનાવી ખોરાક તરીકે ઉપયોગમાં લે છે. બીજમાંથી નવા વાંસને ઉગ્યા પછી મોટા થતા અને તેનો ઉપયોગ થાય તેવા પરિપક્વ થતા સમય લાગે છે. ચાલીસ અને સાઠ વર્ષની વચ્ચે વાંસની માનેલ, કાટસ, બંબુ વગેરે જાતોમાં બી આવે ને તેની સાથે જે તે વાંસની જાળ મૃત્યુ પામે છે.

ઈદ આવે તેની સાથે લોકોની માન્યતા પણ જોડાયેલી છે કે એ વર્ષે દુકાળ પડે અથવા મોટી કોઈ આફત આવે.

ગુજરાતમાં પ્રાચીન કાળથી વસતા કોટવાળીયા સમાજના હુન્નરીઓ વાંસમાંથી ટોપલા, સુપડા કે અન્ય

વસ્તુ બનાવીને જ જીવે છે. વળી નદીમાંથી માછલાં પકડવામાં તેઓ માહિર છે. તેઓ વાંસ અને નદી પર જીવે છે. તેમને બીજા કશાને પોતાના જીવન નિર્વાહનું સાધન બનાવ્યું નથી.

હકીકતે તેઓ બિલકુલ લોભ રહીત છે.તેમની પાસે એક જમીનનો ટૂકડો પણ નથી. સાથે ઈદ આવે ત્યારે વરસાદ ઓછો પડે છે. પરિણામે નદીનાં માછલાં અને નદી સાથે જોડાયેલ જીવન ચક્રની ગતિ ધીમી પડે છે.

આપણે સૌ નદીને લોકમાતા તરીકે ઓળખતા આવ્યા છીએ. નદીનું પાણી પૃથ્વી પરના જીવોને– તેમના જીવનને ટકાવી રાખવા માટે મહત્વનું હોય છે.

આજથી ત્રીસ વર્ષ પહેલાં મારા ગામની બાજુમાંથી વહેતી અંબિકા નદીમાં બારે માસ પાણી વહેતું. તેને લીધે જંગલનાં નાનાં કોતરોમાં પણ પાણી રહેતું. તેથી જંગલી પ્રાણીઓ અને પક્ષીઓને પાણી મળતું. એ રીતે તે ટકતાં.

પાણી ઓછું થઈ જાય ત્યારે એક જગ્યાએ જ્યાં પાણી હોય ત્યાં પ્રાણીઓ પાણી પીવા માટે આવે ને

શિકારીનો ભોગ બને છે. એક સમયે દરેક પ્રકારનાં જંગલી પક્ષીઓ અને પ્રાણીઓ આપણી આસપાસ હતાં. એ આજે જોવા મળતાં નથી.

ગુજરાતના આદિવાસી વિસ્તારની જ વાત કરીએ તો નર્મદા અને તાપી જેવી મોટી નદી પર ઉકાઈ અને કેવડીયા જેવા મોટા બંધોને કારણે ડૂબાણની જમીનમાં વસવાટ કરતા લોકોની સ્થિતિ બહુ જ વિકટ થઈ ગઈ છે.

દમણ ગંગા, મહી જેવી નદીઓ પર નાના નાના ડેમ બનવાથી સ્થાનિક લોકોને જ ફાયદો થયો છે અને ડૂબાણમાં બહુ જ ઓછી જમીન ગઈ છે. તેથી સ્થાનિક લોકોને અને નદીને બહુ હાનિ પહોંચી નથી.

બંધો સામાન્ય રીતે આદિવાસી વિસ્તારમાં બનાવવામાં આવે છે.યોજનાને કારણે વિકાસ થતો હોય એ સમજી શકાય એવી વાત છે. વર્ષોથી ખેડતા આવેલ જમીન પોતાની હતી એવી ફળદ્રુપ જમીન એમને વળતર રૂપે મળતી નથી.

પરિણામે રોજગારી માટે આજે અહી તો કાલે તહી ભટકવું પડે છે. ખેતી આધારીત જીવતા લોકો ને એકબીજાથી મોટા પાયે અનેક રીતે વેગળા થવાનું

આવે છે. વળતરમાં મળેલ બીન ઉપજાઉ જમીનને છોડી લોકોને શહેરમાં ભટકવું પડે છે.

ચોમાસાના મહિના બાદ કરતાં વતનથી દૂર રોજગારી મેળવવા સ્થળાંતર કરવું પડતું હોવાથી બાળકોનું શિક્ષણ અશક્ય બને છે અને સામાજિક ઢાંચો નબળો બને છે. પરિણામે સંસ્કૃતિ અને વિકાસની વચ્ચે ભાષા અને પોતાની ઓળખ લુપ્ત થતી જાય છે.

વિસ્થાપિતો માટે બનેલી પુનઃસ્થાપનની યોજના બહુધા કાગળ પર વધારે હોઈ તેમને હાથ પર ઓછું મળે છે. પરિણામે તેમનો જીવન સંઘર્ષ તીવ્ર બની જાય છે. નદી સાથે જોડાયેલ જીવન ચક્રને અલગ કરતાં સાંસ્કૃતિક અને સામાજિક માળખું ખોરવાય છે.

શું આવા ડેમનાં પાણી એમને કોઈ સારી રીતે ન જ આપી શકાય ?

મોટા ડેમો બને પછી પાણી નવી જગ્યાએ વહી જતાં નદીની ઓળખ રહેતી નથી. તેના આધારે જીવતા લોકો આમ તેમ ફંગોળાઈ જાય છે. લોકોને અકુદરતી સાધનનો પર આધાર રાખવો પડે છે. લોકોની હાલત દયામણી બની જાય છે.

મચ્છી મારી પર જીવતા, જંગલ આધારીત જીવન જીવતા આ લોકો નદી વગર કેવી રીતે જીવી શકે ?

કુદરતી સાધનો કે નદીને પોતાના સ્વરૂપમાં ટકાવી રાખવા શું કરવું જોઇએ ? આ ગંભીર સવાલ આપણી સામે ઉભો છે. જેનો સરળ ઉકેલ આપણે શોધવો રહ્યો. આપણા પરંપરિત અત્યાર સુધી ટકાવી રાખેલ જ્ઞાનમાં એ ઉકેલ શોધીશું તો મળશે.

જળ સંરક્ષણ માટે આટલું કરવું જોઇશે :

**એક–** વરસાદનું પાણી નદી મારફતે દરિયામાં વહી જાય છે. એણે આપણે કુવામાં કે બોરમાં, ખાડા ખોદીને સીધુ જમીનમાં ઉતારીએ. તેથી ભૂગર્ભનું જળ સ્તર ઉપર આવશે.

**બે–** ખેતીમાં પાણીના ઓછા વપરાશથી પાકનું સારુ ઉત્પાદન લેવાનું શીખવું પડશે.

**ત્રણ–** મબલખ પાકના મોહમાં ભેજ સંગ્રહ ઘટાડતા રાસાયણિક દવા અને ખાતરનો ઉપયોગ ટાળવો પડશે. દેશી ખાતર ભેજ પકડી રાખી ઓછા પાણીથી પાક આપે છે.

**ચાર–** નદી કિનારા અને ખેતીની જમીનનું ધોવાણ અટકાવવા ખેતીમાં આડીખેડની પદ્ધતિ અપનાવવી

પડશે. કિનારાના ધોવાણને અટકાવતા વૃક્ષોને નહી કાપીએ.

**પાંચ-** ઔદ્યોગિકરણથી નદીઓ ઘણી જગ્યાએ ગટર બને છે. એ પહેલાં નદીના પાણીને યોગ્ય ઉપયોગમાં લઈએ. ગટરરૂપ નદીમાં વહેતા પાણીને નદીના મુળ પાણીના રૂપમાં ટકાવવું જોઈએ.

છ- ઔદ્યોગિક વિકાસથી પર્યાવરણ ન ખોરવાય એ રીતે વિચારપૂર્વકનું આયોજન કરવું પડશે. શહેરીકરણ ઘટાડીને પાણીનો બેજવાબદારીપૂર્વકનો વપરાશ અટકાવી શકાશે.

આપણે દરેકે સભાન બનવું પડશે. વિકાસની પર્યાયી યોજનાઓ વિચારીએ નહી તો આપણી સામે વિકરાળ પ્રશ્નો આવતા રહેશે અને જેનો ભોગ આપણે બનીશું એ નક્કી છે.

પહેલાં અને ઘણી જગ્યાએ આજે પણ કોતરમાંથી રેંટ અથવા કોસથી પાણી ઉપર ખેચાતું અને ખેતીમાં વપરાતું. તે પાણી ક્યાં ગયું ?

આજે કેમ ત્રણસો ચારસો ફૂટના બોર કે કુવા કરવા પડે છે?

તેમાંથી પાણી ઉલેચવા પુષ્કળ વીજળી કે અન્ય

શક્તિ વાપરવી પડે છે. કુદરતી સંસાધન સામાન્ય રીતે રાષ્ટ્રીય સંપત્તિ ગણવામાં આવે છે. પાણી બાબતે એ હક જે તે લોકોનો, એ મેળવનાર સમુદાયનો કે વ્યક્તિનો છે. એવું કુદરતી ન્યાય અને કાનુન સ્વીકારે છે. એ જ પાણી જ્યારે નદીના કુદરતી જળાશયોમાં હોય ત્યારે સાર્વજનીક બની રહે છે. નદી પર આડબંધ થી પાણીનો અકુદરતી ભંડાર રાષ્ટ્રીય સંપત્તિ બની જાય છે તેવું મનાય છે.

હવે તો નદી અથવા ડેમ ખાનગી કંપનીને વેચવાના પ્રયાસો 'જલ હી જીવન હૈ' ને કેવી વિચિત્ર રીતે ચરિતાર્થ કરે છે ?

નદીના પાણીને કારણે ઉભા થતા વિવાદથી બે પ્રદેશો વચ્ચે વૈમનસ્ય જાગે છે. પાણીના અભાવના કારણે જ લોકોનાં જીવન લાચાર બને છે. જ્યાં પાણી માટે પરબ મંડાતી હોય ત્યાં મીનરલ પાણીના નામે વેપાર ચાલે છે. એની કિંમત એટલી મોટી હોય છે કે જેમને પેટનો ખાડો પુરવાનો પ્રશ્ન હોય તેઓ મીનરલ વોટર કેવી રીતે ખરીદશે ? મીનરલ અને કુદરતી પાણી માટેના બે ભાગલામાં વહેંચાયેલ માનવતાને આપણે કેવી રીતે ઓળખીશું?

પાણીનો બચાવ અથવા એનો યોગ્ય ઉપયોગ કરવાનું આપણે ન શીખીએ તો આવનાર ભાવિ માનવ અને માનવેતર સૌ માટે ભયાવહ બની જશે.

ખેતી માટે પણ પાણી ખપ પૂરતું જ વાપરવું.

એમ જો ન કરીએ તો આવનારા દિવસો માનવ કે પ્રાણી માટે જ નહી સમગ્ર જગત સામે જીવંત મૃત્યુ સમાન થશે. એ ટાળવા માટે **આજનો દિવસ જ** આપણા હાથમાં છે.

## પર્યાવરણ, સંસ્કૃતિ અને ભણતર

બહેનો, ભાઈઓ, છેવટે બધું આવીને ઠર્યું છે પર્યાવરણ અને સંસ્કૃતિ પર. એ એટલી હદે ક્ષીણ થતાં આવ્યાં છે કે એની સુરક્ષા હવે કરવી અનિવાર્ય થઈ છે.

આદિવાસી વિસ્તારમાં વિકાસલક્ષી કાર્ય કરતાં જે નવી કલ્પનાઓ આવી તેમાંની મહત્વની કલ્પના છે વિવેકશીલ વિકાસ કે લીલો વિકાસ. આ શબ્દ સમૂહ પર્યાવરણનો સ્થાનિક, વૈશ્વિક વિચાર દર્શાવે છે. પર્યાવરણ રક્ષાનાં સૂત્રો અવારનવાર ચગ્યાં છે.

સમગ્રલક્ષી રીતે જોતાં આ વાત ફરીથી તાર સ્વરે કહી, આચરવાનો સમય આવી ગયો છે.

પ્રકૃતિ અને સંસ્કૃતિ ની પારસ્પરિક પૂરકતા, બે વચ્ચે સંતુલન, સ્વસ્થતા લાવવા શું કરવાનું જરૂરી છે એ સૌએ સમજી, સમજાવી કાર્ય કરવામાં વિલંબ ન કરવો જોઈએ.

અનેક પાસાંમાં લીલા વિકાસની કલ્પનાને સાકાર કરવા શું કરવું જોઈએ, શેની, કેવી સમજ કેળવી, શું કરવું એ સહુએ સમજવાનું છે.

પર્યાવરણ અને પ્રાદેશિક સંસ્કૃતિ વિશે વિધાયક સર્જનાત્મક સમજ વિકસાવવી, ફેલાવવી એનાં માધ્યમો, સાધનો, પદ્ધતિઓ ઉભાં કરવાં - પણ ક્યાંથી શરૂ કરવું ?

તો શિક્ષણથી લઈએ.

શિક્ષણ માનવ સમાજનું મહત્વનું ક્ષેત્ર રહ્યું છે. એનાથી જ્ઞાન પેદા થાય છે. પરિવર્તન માટેનાં સાહસ જન્મે છે. જીવનપોષક પરંપરાને ટકાવવાનું બળ મળે છે. પર્યાવરણ અને પ્રાદેશિક સંસ્કૃતિને પોષવા, ટકાવવા એની સમજ વિકસાવીને દૃઢ કરવા માટે શાળા-મહાવિદ્યાલયોના અભ્યાસક્રમોમાં આ વિષયો

સમાવવા જોઈએ જેથી આવા મહત્વના મુદ્દે સહુને જાણકારી મળતી રહે.

આદિવાસી ઘરોમાં મા-બાપ એમનાં બાળકોને પર્યાવરણ બાબતે રોજીંદા જીવનમાં જે અમુલ્ય સમજ આપે છે આ સમજ અને એમાંથી પ્રકટતા જ્ઞાનને શાળા સમકક્ષ ગણવાનો સમય પાકી ગયો છે. જો આ મૌખિક જ્ઞાનને બળ મળશે તો પર્યાવરણને પણ સુરક્ષા મળશે.

શિક્ષણના ક્ષેત્રથી જ્ઞાન વિતરણ થાય છે. ત્યાંથી નીકળી ઘણી વ્યક્તિઓ સમાજને દોરી શકે. દોરવાવાળાને દોરાનારના હિતની, બધાના હિતની જાણ હોવી જોઈએ. સમાજનું મૂળભૂત હિત તેનું પર્યાવરણ જળવાય તેમાં છે.

વળી બીજું હિત તેની સંસ્કૃતિ રક્ષાય તેમાં છે. પહેલાં આ હિતો સહજ રીતે લોકો સાચવી લેતા પણ લેખિત પરંપરાની વધતી તાકાતે ભણનારાને, સમગ્ર સમાજને પ્રત્યક્ષ સંદર્ભથી દૂર હડસેલવાનું કામ કર્યું છે. આ નુકસાન ઓછું કરવા મૌખિકતા અને લેખિતતાએ સહિયારા હિત માટે એક થઈ કાર્ય કરવાનું છે.

આપણા ભણતરમાં ઉપરચોટિયું, પોપટિયું તત્ત્વ ઘણું છે. સમગ્ર જીવન તરફ એની દૃષ્ટિ નહિવત છે. આપણા અભ્યાસક્રમોમાં હવે એવો આગ્રહ લાવવો જોઈએ કે જેથી સમાજને પર્યાવરણ અને પ્રાદેશિક સંસ્કૃતિના મહત્વની ખબર પડે.

જંગલ, જમીન, ડુંગર, આકાશ અને જળ આધારિત આપણાં જીવન જ્યારે પર્યાવરણ અને પોતાની સંસ્કૃતિની અસલી, પૂરતી ચિંતા કરશે એને ટકાવવા મથશે ત્યારે જ માનવજીવનમાંથી રઘવાટ ઓછો થશે.

ટકેલું જંગલ આપણને ટકાવશે.

રોજબરોજ ઉકળતા જતા હવામાનને ઠારવા લીલોતરી ઉભી કરવી પડશે. એમાં ચિત્ત અને દેહ લગાડવાં પડશે. જે કોઈ આ સંદર્ભે આપણને મળે એને સમજાવીએ કે ધરતી આપણા સમગ્ર ઉદ્યમનો પાયો છે એની સમૃધ્ધિ પર્યાવરણ અને સ્થાનિક સંસ્કૃતિથી જ શક્ય છે. શાળા–મહાશાળાના શિક્ષકો એમના વર્ગોમાં, પુસ્તકોમાં, અભ્યાસક્રમોમાં અને એમના સમગ્ર વ્યવહારમાં આ બાબતને આગ્રહપૂર્વક વણી લે તો આ કામ સહેલું થાય.

પર્યાવરણ અને પ્રાદેશિક સંસ્કૃતિની સુરક્ષા કરવા જરૂરી ઝીણી મોટી વાતોને કહી સમજાવે કે જીવસૃષ્ટિ માટે આપણે આચરવાનો આ સ્વાભાવિક ધર્મ છે. વ્યક્તિઓ, સમૂહો, સંસ્થાઓ જે આ કાર્યમાં સહયોગી થાય એથી કાર્યને વેગ સાંપડશે.

સૌને એકસૂત્રમાં પરોવી લેવાનો વ્યૂહ બનાવી લેવો જોઈએ.

પર્યાવરણ જેટલી જ મહત્વની વાત છે પ્રાદેશિક સંસ્કૃતિની. હજારો વર્ષોથી પ્રકૃતિ અને માનવ સમાજને એક લયમાં જોડતા અને સંવાદનો સંદેશ આપવા લોકમેળાઓની રચના લોકચેતનાએ સ્વાભાવિક રીતે કરી હતી. છેલ્લાં થોડાં વર્ષોમાં વિવિધ હસ્તક્ષેપથી ઘણા લોકમેળાઓ તૂટી રહ્યા છે. પહેલાંથી જે મેળાઓ ચાલી રહ્યા છે એને સાચવવા, સમૃદ્ધ કરવાનું કામ તાત્કાલિક કરવું રહ્યું. સાથે જ નવા મેળાઓની રચના જરૂરી બની છે.

ઋતુચક્ર અનુસાર લોકો વિવિધ ઉજવણીઓ કરે છે. ઉત્સવો કરે છે. જો મેળાઓમાંથી લોકોનો રસ ઘટશે તો જીવશક્તિ તેટલી નબળી પડશે. સૃષ્ટિ પ્રત્યેનો પ્રેમ ઓસરશે અને છેવટે સમગ્ર જીવસૃષ્ટિને

પારાવાર નુકશાન થશે.

આપણે ગમે તેટલી પ્રગતિ કરીએ પણ પોતાની સંસ્કૃતિ, ભાષાના પ્રાણવાયુ વિના એમાં કશો કસ નહિં રહે. મેળો એ લોકોની સંમિલિત ચેતનાનું ઉલ્લાસ ભર્યું સર્જન છે. એના વિના જીવન લકવાગ્રસ્ત રહે. જીવનનો વિધાયક લય જો નહિ અનુભવાય તો આપણા જીવનનાં સહુ માળખાં ખોખલાં થઇ રહેશે.

મનોરંજન અને જ્ઞાનના સિદ્ધ રસ્તાઓમાં મેળો એક છે. તેમાં ગીત સંગીત અને નૃત્ય એક રસ છે. એને તોડીને મનોરંજનના નવાં સાધનો ઉભાં થયાં છે તેમાં આવતી જાહેરાતો પ્રેક્ષકોના માથે ભૂત થઈ બેઠી છે. પરિણામે બાળકો, યુવાનો માટે ચિત્તભ્રમ જેવી સ્થિતિ ઉભી થઈ છે. મેળા દ્વારા આપણે સહજ જોઈતી વસ્તુ ખરીદીએ છીએ જ્યારે જાહેરાતો મારફતે આકર્ષાઈ ન જોઈતી વસ્તુઓ ખરીદીએ છીએ. આ બધું અજાણપણે બનતું જાય છે. તે ચિંતાજનક છે.

પર્યાવરણ અને પ્રાદેશિક સંસ્કૃતિ આપણી જીવનલીલાની બે પાંખો છે. એટલું જ નહી તે આપણા સમગ્ર અર્થવ્યાપારનાં મહત્વનાં તત્ત્વો છે. એનાથી જીવનનું ઉડ્ડયન રસ ભર્યું, પ્રાણવાન, વેગવાન રહે

છે. આ બધાની સમજ અભ્યાસક્રમોમાં વણાતી રહેશે તો આજની અને આગામી પેઢીઓમાં એ સમજ ઊતરતી રહેશે.

સમસ્ત જીવસૃષ્ટિના ક્રમમાં પર્યાવરણ અને જે તે સ્થળની, કાળની સંસ્કૃતિને બળ આપીને જ જીવનચક્ર ઘડાતું રહ્યું છે પણ આધુનિકતાએ આપણને આ સહજતાથી અને મુળતત્વોથી વેગળા કર્યા છે.

ફરી આ સભાનતા જગાડી ખરો વિવેકશીલ વિકાસ કરવા તરફ વધીએ.

સુખ, શાંતિ, પ્રેમ, સહકારની આપણને તલાશ છે. આ બધાં જ તત્વો પર્યાવરણ અને પ્રાદેશિક સંસ્કૃતિના જતન અને સુરક્ષાથી જ શક્ય છે એ વાત નિઃશંક છે.

પ્રેમ અને સહકાર ભર્યા સમાજમાં સ્વાભાવિક રીતે જ છોકરા-છોકરીઓને મળતા ભણતરની તકોમાં સમાનતા પણ આપણે લાવવી પડશે. મા-બાપો ભેદભાવ વિના પોતાના સંતાનોને ભણતર આપે. નવા જમાનાનાં દુષણોમાં આવી અસમાનતા આપણે સમજી કરીને દૂર રાખવી જોઈશે.

આમાંથી થોડુંક થશે તો એ મોટી ઉપલબ્ધિ થશે.

## જમીનનું ધોવણ

કુદરતી સંશાધનો –જળ, જંગલ, જમીનને કંપનીઓ મારફત મુઠ્ઠીભર ઉદ્યોગપતિઓના હવાલે કરી રાષ્ટ્રીય વિકાસના નામે શોષણ અને વિનાશ કરવો, કુદરત સાથે તાલમેલથી જીવતા પશું, પક્ષી અને કેટલાક સમાજોને તેમની જગ્યાથી વિખૂટા પાડવા અને સમગ્ર પર્યાવરણને પદૂષિત કરવા જીવનની સામે જોખમ ઊભું કરવું તે જાણે આજના વિકાસની મુખ્ય ઓળખ થઈ ગઈ છે. આધુનિક વિકાસનો માપદંડ સામૂહિક જીવનનો વિકાસ અને પ્રકૃતિના સર્વધન અને વિકાસ કરી નથી રહ્યો. પરંતુ વિકાસની આખી પ્રક્રિયામાં કુદરતી સંશોધન ને બજારની નજરથી જોવામાં આવે છે. તેનુ વેચાણ કરવામાં આવે છે. પરિણામે જેના ઉપર આમ સમાજનું, લોકોનુ જીવન નભેલું છે તેવા જંગલ, જમીન, નદી મૂઠ્ઠીભર વ્યક્તિઓના કબજામાં જતા રહે છે. થોડા ઘણા બાકી રહે છે તે પ્રકૃતિ વિરોધી વિકાસની પ્રક્રિયાની અસરથી નુકશાન પામે છે. અને તેનો નાશ પણ થાય છે. જમીનને રક્ષણ આપતા અને તેનાથી ટકતા ઝાડ–

પાન, પશુ, પક્ષી જેવા જીવોનો નાશ થતા જમીન પણ નાશ પામવા માંડે છે.

જમીનનું ધોવાણ મુખ્યત્વે હવા અને પાણી દ્વારા થાય છે.

જે વિસ્તારમાં પુરતા પ્રમાણમાં ઝાડ ન હોય ત્યાં હવાના કારણે માટી ઉડીને દૂર જાય છે. અને પરિણામે ખેતરો અને ખુલ્લી જગ્યામાંથી જમીનનું ધોવાણ થાય છે  જયાં ઝાડ અને ઘાસ ન હોય તેવી સૂકી જમીનમાં આ પ્રકારનું ધોવાણ વધારે ઝડપથી થાય છે.

જમીનનું ધોવાણ પાણી મારફતે થાય છે. ખાસ કરીને વરસાદના કારણે ઢોળાવો કે ટેકરાઓ પરથી પાણી પાડી નીચેની તરફ વહેતાં જમીનનું ધોવાણ થાય છે. પવનથી થતા ધોવાણની જેમ પાણી દ્વારા પણ ધોવાણ થાય છે. અને ઝાડ-પાન, ઘાસચારો ઉગવા માટે તેમજ ખેતીની ઉપજ લેવા માટેની જમીનનો નાશ થાય છે.

ઉપર પ્રમાણેની બન્ને રીતે જમીનનું સામાન્ય ધોવાણ થવું તે તો સ્વાભાવિક છે. ભારે વરસાદથી

ક્યારેક વધારે પડતું ધોવાણ થવું, કોતરો પડી જવા કે નદીના વહેણની જગ્યા બદલાય જાય તેવું પણ થાય છે. પરંતુ જમીનનું સતત અને વધારે પડતું ધોવાણ જમીનને સાચવી રાખનારા માટે જરૂરી ઝાડોનું પ્રમાણ ઘટવું તે ઝાડ ઘણી બધી રીતે જમીનને સાચવે છે તે પવનની ગતિને રોકી પવનથી થતું ધોવાણ અટકાવે છે. તેનાં પાંદડાં જમીન ઉપર પડવાથી અને પછી તેના કોહવાવાથી જમીનમાં માટીના કણોને એક બીજા સાથે પકડી રાખવાના તંતુઓ ઉત્પન્ન થવાથી ધોવાણ અટકે છે. તે ઉપરાંત ઝાડનાં મૂળિયા પણ જમીનના પડને પકડી રાખી કોઈ પણ પ્રકારના ધોવાણ સામે રક્ષણ પુરા પાડે છે.

ખેતી લાયક જમીનમાં ધોવાણને અટકાવી શકે તે રીતની ખેતી કરવી તે જરૂરી બને છે. અને ખેડૂતો તે અપનાવતા પણ હોય છે જેમકે ઢોળાવવાળા ખેતરમાં આડી ખેડ કરી વાવેતર કરવું, કઠોળ પ્રકારના પાકને વાવવો વગેરે. પરંતું જમીનનું ધોવાણ અટકાવનારા ઝાડવાઓનું રક્ષણ કરવું તેનો ઉછેર કરવો તે વધારે જરૂરી બને છે.

ઝાડને કાપવું બીજા ઝાડનું વાવેતર કરવું અને

ઉછેરવું એ ગ્રામીણ લોકોની જીવનપધ્ધતિ સાથે જોડાયેલ પ્રક્રિયા છે કેટલીક જગ્યાએ આવું થતું હોય તેમ લાગતું નથી તે અસ્વભાવિક સચ્ચાઈ છે. અથવા તો તે લોકોની જીવનપધ્ધતિમાં આવેલી કોઈ ગુંચવણ છે તેવું માની શકાય છે પણ ગ્રામ્યજીવનમાં અને તેમાં પણ આદિવાસી સમાજ માટે ઝાડનું ખૂબ જ મહત્વ છે. આદિવાસીઓ પોતાના આસ્થાસ્થળો એવા બાબાદેવ, ખત્રીજ, ગોતરેજ કે પાળિયાની સ્થાપના ઝાડ નીચે કરે છે. આ સ્થાનકોની આસપાસ નજીકના ઝાડોને તે કાપતાં નથી . એટલું જ નહિ આ સ્થાનકોની આસપાસ વધારે ઝાડ ઉછેરી તેની કાળજી રાખે છે. પ્રકૃતિ સાથે તાલમેલવાળી આદિવાસીઓની આ જીવન પધ્ધતિ વ્યક્તિપૂજા કે મંદિર–મસ્જિદ કે દેવળના બાંધકામ માટે ઝગડતાં અન્ય કોઈને પછાત લાગતી હોયતો પણ તે જીવન પોષક છે. અને તેથી તેને નુકશાન થાય તેવી કોઈ પ્રવૃતિ ન કરવી જોઈએ પરંતુ આ પ્રકારની પધ્ધતિને માન આપવું જોઈએ કારણ કે તેનાથી જીવન ટકી રહેવાની સંભાવના વધે છે.

જમીનનું ધોવાણ અટકાવવા ખીણ કે નાનાં –

નાનાં કોતરો ઉપર પાળીઓ બાંધવી જોઈએ . આમ કરવાથી જમીન ધોવાતી અટકશે અને નવી જમીનનું નિર્માણ પણ થશે.જંગલમાં પહાડો ઉપર આ પ્રકારનું કામ કરવાની જરૂરીયાત અને સંભાવના વધારે રહેલી હોય તેવું લાગે છે .

જમીનનું ધોવાણ અટકાવવાની તો ઘણી રીતો હોય શકે છે અને તે માટે ઘણા બધા પ્રયત્નો પણ થાય છે.પરંતુ સૌથી મહત્વની બાબત છે તે જમીન તરફના માણસના દ્રષ્ટિકોણની છે. આધુનિક વિકાસની દ્રષ્ટિએ આર્થિક કમાણી મહત્વની છે. પછી તે ગમે તે રીતે થતી હોય. પરંતુ આદિવાસી ધરતીને માઁ ગણે છે તેથી તે ધરતીનું દોહન કરી જીવવાને અગ્રીમતા આપે છે. જમીન કે ધરતી પ્રત્યેના આ પ્રકારના દ્રષ્ટિકોણ ને સાર્વત્રિક માન્યતા મળવી જોઈએ આવા દ્રષ્ટિકોણ સાથેની પ્રવૃતિ જ જમીનના સર્જન અને રક્ષણને યોગ્ય રીતે પાર પાડી શકશે.

## ચર્ચા

તા.૧૫-૦૫-૦૯ના રોજ આદિવાસી અકાદમી, તેજગઢમાં સો-દોઢસો જેટલા સામાજિક કાર્યકર્તાઓની એક બૈઠક થઈ હતી. એ ચર્ચાના ભાગ રૂપે ડૉ. ગણેશ દેવીએ બધા સાથીઓને ગેઝ (GEZ) ની થોડી સ્પષ્ટતા આવે એ હેતુથી સંબોધન કર્યું હતું. આ મીટીંગમા જે ચર્ચાઓ થઈ તેની સામાજિક કાર્ય સાથે જોડાયેલા અન્ય મિત્રોને જાણ થાય તે હેતુથી ડૉ. ગણેશ દેવીનું વક્તવ્ય આપણી સમક્ષ મુકીએ છીએ.

આપણે ઈતિહાસ તરફ નજર નાખીશું તો ખ્યાલ આવશે કે અંગ્રેજ ભારતમાં આવ્યા ત્યારે તેમને ઈસ્ટ ઈન્ડિયા નામની કંપની બનાવી હતી. તેમાં તેમનું રોકાણ ખૂબ જ ઓછુ હતું. ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ આપણા દેશ ઉપર રાજ કર્યું. શરૂઆતમાં સો વરસ સુધી કંપનીનું રાજ્ય હતું, અને ત્યાર પછીના સો વરસ અંગ્રેજ સરકારનું રાજ્ય રહ્યું. અંગ્રેજોએ ફક્ત આપણા દેશ ઉપર નહિ અન્ય દેશો ઉપર પણ રાજ કર્યું હતું.

એક નાની કંપનીએ આપણા જેવા મોટા દેશપર રાજ્ય કર્યું, આપણને એમના ગુલામ બનાવ્યા. ધારો કે આપણે એવી એક કંપની નિર્માણ કરવાનું નક્કી

કરીશું, અને આ પ્રકારની ગુલામી માંથી મુક્તી માટે કંપની ચલાવીશું તો કેવું ? પણ આપણા કંપનીનો હેતુ અંગ્રેજોના એ કંપની જેવો નહી હોવો જોઈએ

એ કંપનીના હેતું હતાં એમના દેશની બહાર જવાનું અને અન્ય જગ્યાથી પાકા માલ માટે હાટ અથવા બજાર ઉભી કરવી. જે રીતે એ કપડા બનાવતા હતાં તેથી આપણાં ત્યાં કપડાં બનાવવાનું કામ બંધ થઈ ગયું અને તેમના દેશમાંથી કપડું લાવીને વેચાણ કરવાનું શરૂ થયું. તે માટે ગાંધીજી એ કહ્યું હતું કે પરદેશના કપડાં વાપરવા નહિ, હાથથી કપડાં બનાવવાનું શરૂ કરીએ. આજે ખાદીનાં કપડાં છે તેની શરૂઆત ત્યાંથી થઈ. તેનો પ્રચાર પ્રસાર ત્યારથી વધારે થયો હતો.

આજે આપણે બધા ખાદી પહેરવાનો હેતું ભૂલી ગયા છીએ. દેશના નેતાઓ ખાદી પહેરે છે, પણ ખાદી પહેરતાં પહેલાં તેમના વિચારમાં સફાઈ હોવી જોઈએ એ રહેલ નથી.

અંગ્રેજોએ જે કંપની શરૂ કરેલી એ કંપનીના હેતુ હતો કે એમના પાકા માલ માટે બજાર ઉભા કરવા. માલની વેચાણ જ્યા પણ થાય અને જે રીતે પણ

થાય તે કરવા માટે જે જે જરૂરી છે એ બધું જ કરવું. કાચોમાલ અન્ય દેશોમાંથી લઈ જવો અને તેનો પાકો માલ બનાવીને મોંઘા ભાવે વેચાણ કરવો. તે માટે સૈન્યદળનો વપરાશ કરતા હતા. સૈન્યદળ એટલે હિંસાત્મક માર્ગ. અંગ્રેજોએ રેલ્વેની નિર્મિતી કરી. તે પણ સૈનિક એક જગ્યાએથી બીજી જગ્યા પર સરળતાથી જઈ શકે, તેમજ કાચોમાલ, પાકો માલ એક જગ્યા પરથી બીજી જગ્યા પર સહેલાઈથી જઈ શકે, તે હેતુથી આ બધા મોટા નેટવર્ક ઉભા કરવામાં આવ્યાં હતાં.

પછી આમા માત્ર અંગ્રેજ હતાં એવું નહિ. જર્મન, પોર્ટુગીઝ અને ફ્રાન્સના લોકો પણ હતા. આ બધાએ એક બીજા વચ્ચે યુદ્ધ પણ કરેલા. યુદ્ધની ભૂમિકા હતી કે તમારું અને અમારું. તમારા હેઠળ કેટલા દેશ છે અને અમારા હેઠળ કેટલા દેશ ?, તમારા હેઠળ કેટલો કાચોમાલ છે અને હમારા હેઠળ કેટલો કાચો માલ છે? અને હમારા હેઠળ કેટલો પાકો માલ વેચાણ માટે છે ? તે વેચાણ વ્યવસ્થાની માલિકી કોની પાસે છે? આ બધા મુદ્દાઓ પર તે દેશોએ મોટા યુધ્ધો કર્યા.

હિંસાનો માર્ગ વાપરીને તમામ દુનિયાને લુટવાનું પશ્ચિમના દેશોએ કર્યું. આ ઐતિહાસિક પરિસ્થિતિના સંદર્ભમાં ગાંધીજીએ આપણને એવું કીધું કે આપણે હિંસાના માર્ગને બદલે અહિંસાના માર્ગથી કામ કરીએ અને બધા મોટા બજાર ઉભા કરવા, પ્રમાણ બાહર યાંત્રીકી ઉભી કરવી, અને માત્ર વેચાણ કરવાને બદલે ગ્રામ સ્વરાજ વ્યવસ્થાની વ્યવસ્થા ઉભી કરીએ.

ગામડે-ગામડે નિર્મિતિ થાય, ગામડે -ગામડે વસ્તુ બને અને, તેનું વેચાણ ગામમાં જ થાય. જેની પણ ઉત્પાદન ઉપર માલિકી છે એ સંપત્તિનો વપરાશ વિશ્વસ્ત ના રૂપમાં કરે. જે પણ નફો મળશે તે ગામમાં જ રહે. જે જરૂરિયાત પુરતું જ છે તેટલું જ ઉત્પાદન થાય. આ પ્રકારના ગાંધીજીનો આદર્શવાદ અને ગ્રામ સ્વરાજની કલ્પના હતી.

વધારે પડતા ઉત્પાદનથી માત્ર યુધ્ધો થાય છે અને શસ્ત્ર-અસ્ત્ર બને છે. એટલું જ નહિ પણ પ્રમાણની બહારના ઉત્પાદનથી દા.ત. પેટ્રોલ, રાસાયણિક ખાતર તેમજ પાણી અને ખનિજોનો વધારે પ્રમાણમાં ઉપયોગથી કુદરતને ગંભીર નુક્સાન થાય છે. આ

આપણે બધા સારી રીતે જાણીએ છીએ.

હું તમને દાખલો આપુ કે આશરે ૫૦૦ વરસ પહેલાં જ્યારે અંગ્રેજ અમેરિકામાં ગયા ત્યાં મોટા પ્રમાણમાં અંગ્રેજોએ જંગલો કાપવાનું કામ કર્યું હતું. ત્યાર પછી ફ્રેન્ચ અને જર્મન પણ એ કુકર્મમાં જોડાયા હતા.

એક વાર હું વોશિંગ્ટનમાં ગયો હતો. વોશિંગ્ટન અમેરીકાનું પાટનગર છે. ત્યાં ખૂબ સરસ વૃક્ષો જોવા મળ્યા હતા. મે કોઈને પુછ્યું, આટલા સરસ ઝાડ તમે કઈ રીતે ટકાવી રાખ્યા ? મારા દોસ્તે મને જવાબ આપ્યો કે વોશિંગટન નજદીકમાં પચાસ વર્ષથી જુનું કોઈ પણ ઝાડ જોવા મળતું નથી. પચાસ વર્ષ પહેલાં ત્યાં વૃક્ષોનું બેહદ નિકંદન ચાલતું હતું. આ જ પ્રકારનુ જંગલોનું નિકંદન આપણા દેશમાં પણ કરવામાં આવ્યું હતું.

૧૯મી સદીમાં અંગ્રેજોએ આપણા દેશમાં જંગલ ખાતાની નિર્મિતિ કરી. તે સમયમાં આપણા દેશના કુલ જમીનનો ખુબ જ મોટો હિસ્સો જંગલખાતા હેઠળ મુકવામાં આવ્યો. ત્યારે જે સાઠ ટકાનું જંગલ હતું તે આજે ૭ ટકા પણ બચ્યું નથી. આ બધુ

આપણા દેશમાં ગયા દોઢસો-બસો વરસમાં થયેલું છે. અને એ વૃક્ષોના નિકંદનનું મુખ્ય કારણ વિકાસના ભૂલભર્યા વિચાર રહેલા છે. જેથી કુદરતનું ગંભીર નુકસાન થતું આવ્યું છે.

દેશને આઝાદી મળી. આપણે લાગતું હતું કે સરકાર આપણી છે. આપણા દેશના દરેક નાગરીકની સાચવાઈ થશે.

તે જ સમયગાળામાં આપણા જેવા નવેસરથી આઝાદી પામેલા અન્ય દેશો પણ હતા. ખાસ કરીને આફ્રિકામાં. તે દેશોમાંથી પણ અંગ્રેજ, પોર્ટુગિઝ, ફ્રેન્ચ અને જર્મન લોકો પાછા જતા રહ્યા. જે તે દેશના લોકોને સત્તા આપી ગયા. પણ આવા બધા દેશોમાં માત્ર ઔદ્યોગિકકરણથી વિકાસ થાય છે એવું સ્વીકારવાથી આ દરેક દેશોમાં વૃક્ષોનું નિકંદન શરૂ જ રહ્યું. ખનિજની મોટા પ્રમાણમાં વપરાશ, ખૂબ જ મોટા પ્રમાણમાં બિનજરૂરી રસાયનોનો ઉપયોગ, અસંતુલિત શહેરીકરણ એવું બધુ વિકાસના નામથી થતુ રહ્યું.

દરેક દેશે પોતાના આર્થિક પ્રગતિના માપદંડ નક્કી

કરેલા હોય છે. ત્યાં ઔદ્યોગિક કંપની કેટલી છે, વાહનોનો વપરાશ કેટલો છે, ત્યાર બાદ સંસાધન અને હેલ્થ એજ્યુકેશન કેટલા છે, એવા પ્રશ્નોપર આધારીત પ્રગતિના માપદંડ બનાવેલા હોય છે. આ વિકાસની વ્યાખ્યા છે !

આ કહેવાતા વિકાસને લીધે આફ્રિકામાં, દક્ષિણ અમેરિકાના ભાગમાં, એશિયાના અન્ય દેશોમાં આપણા જેવા નવેસરથી આઝાદી પામેલા ઘણા બધાં દેશોમાં દરેક જગ્યા ખોરાકની અછત, સ્ત્રીઓ પર અન્યાય ભણતર વગરના બાળકો વધી રહ્યા છીએ. ત્યાં દર્દીઓને સારી દવા મળે તેવી સ્થિતિ નથી. સામાજિક ન્યાય મળે તે માટે આ દેશોમાં સામાજિક બાબતોને લાગતા મંત્રાલયો છે, પણ એ ખાતાઓને સૌથી ઓછું બજેટ બહાલ કરવામાં આવે છે. આની સામે સંરક્ષણ ખાતું અથવા ઉદ્યોગ ખાતાને વધારે નાણાકીય સહાય્ય બહાલ કરવામાં આવે છે.

દરેક નાગરીકને અને ખાસ કરીને આર્થિક રીતે નબળા વર્ગોને સામાજિક ન્યાય આપી શકશે એવી સ્થિતિ સરકારોની રહી નથી.

દુનિયાભરના ગુલામ બનાવેલા દેશોને આઝાદી એનાયત કરી પાછા વળેલા યુરોપના દેશોએ ત્યાર પછી એક નવા અર્થનીતિનો વિચાર કર્યો. એ વિચારમાંથી, ઉદ્દારીકરણ અથવા સાથે સાથે આવતા વૈશ્વિકરણ જેવા તત્વ સામે આવ્યા છે. પશ્ચિમ તરફના રાષ્ટ્રોએ જાતના હિતમાં તૈયાર કરેલા વૈશ્વિકરણ નીતિને અન્ય દેશોમાં, જે તે પહેલા એમના ગુલામ હતા, ઉદ્દારીકરણને સ્વીકૃતી આપવી પડી તો તે માત્ર અન્યના દબાણ હેઠળ જ. આપણા ત્યા પણ આતંરરાષ્ટ્રીય મોનીટરી ફંડ, વર્લ્ડ બેંક વગેરેના દબાણ હેઠળ ઉદ્દારીકરણના નીતિને સ્વિકારવામાં આવી હતી.

આ વાત કોઈ અમુક એક રાષ્ટ્રીય પક્ષની નથી. આ નીતિ સ્વિકારવા માટે આપણે કોઈ અમુક એક જ રાજકીય પક્ષ સામે વાંધો લઈ શકીશું નહી. ગમે તે સરકાર હોત તો પણ આ બધું સ્વીકારવું પડ્યું હોત એવા ખરાબ સ્થિતિમાં આપણો દેશ ફસાયલો હતો. આ બધું બન્યું તેને આજ આશરે વીસએક વરસ થયા છે. અને ગયા વીસ વરસમાં માત્ર ગણત્રીના જ અમીરો વધારે અમીર થયેલા જોવા મળે છે. અને બાકી બધા જ્યાં હતા ત્યાં જ !

હવે આ નવા પરિસ્થિતિમાં, નિષ્ફળ ગયેલી રાજ્યવ્યવસ્થા નબળી થતી જાય છે. આ પહેલાંના સમયમાં તંત્ર નિષ્ફળ થયું કારણ કે નાના ગામડાંઓમાં અને આદિવાસી વિસ્તારમાં અપેક્ષા મુજબ વિકાસ નહી થઈ શક્યો. પણ હવે સંપૂર્ણ વિકાસની અપેક્ષા શાસન પાસેથી રાખવી પણ મુશ્કેલ થવાનું છે. નિષ્ફળ ગયેલી સરકાર નબળી થતી જાય તો એ દેશના નાગરિકોને સાચવી કોણ રાખશે ?

આપણે બધાને લાગે છે કે સરકાર આપણને સામાજિક ન્યાય આપશે, સરકાર આપણને ભણતર આપશે, દવાઓ આપશે, ખોરાક આપશે. આપણને લાગે છે કે બેરોજગારને રોજગાર આપશે. નાના ઉદ્યોગો કે દુકાનો બંધ થાય તો સરકાર ટેકો આપશે. આપણે વિચારી રહ્યા છે કે જે રીતે ઈશ્વર જીવમાત્રનું રક્ષણ કરે છે તે રીતે સરકાર આપણું દરેક બાબતનું ધ્યાન આપશે. પણ વૈશ્વિક આર્થિકસ્થિતિમાં નબળા થતી આ સરકારો હવે બિલકુલ બિન અસરકારક થતી જતી જોવા મળે છે. એમની ક્ષમતા વધવાની નથી પણ ઓછી થવાની શક્યતાઓ વધારે છે.

દુનિયાના દરેક દેશની સરકારોને આ કથળતી પરિસ્થિતિ નજર સામે આવી ત્યારે રાષ્ટ્રસંઘમાં, વિશ્વબેંકમાં અને વિશ્વનાંણા આયોગમાં દરેકે એવું સ્વીકારવાનું શરૂ કર્યું કે હવે પછીનો દુનિયાના વિકાસનો તબક્કો હશે કાર્પોરેટ કે મોટા મોટા ઉદ્યોગોનો. જે પ્રમાણે આ પહેલાં સરકાર પાસેથી વિકાસની અપેક્ષા કરવામાં આવતી હતી, તે પ્રમાણે હવે પછી વિકાસની અપેક્ષા મોટા ઉદ્યોગપતીઓ પાસેથી રાખવામાં આવાની છે.

આપણે કોઈ પણ મંત્રાલયમાં જઈએ અને અમુક યોજનાની ચર્ચા શરૂ કરીએ તો તરત જ ''તમે એક પ્રાયવટ પાર્ટનર લઈ આઓ'' એવું સાંભળવા મળે છે. એટલે હવે ત્રિકોણીયા વિકાસનો જમાનો આવી ગયો, જેની અંદર પ્રજા, સરકાર અને પ્રાઈવેટ પાર્ટનર વિકાસની રમત રમતા થશે. આપણે કહી શકીશું કે આ પહેલાં એક સરળ લીટીવાળો વિકાસ હતો, જેના બે બિંદુ એટલે પ્રજા અને સરકાર રહ્યા હતા.

આપના આજના ત્રિકોણીય વિકાસના જમાનામાં પ્રજા, સરકાર અને પ્રાઈવેટ પાર્ટી આ ત્રણ બિંદુ બની

ગયા. ધીમે -ધીમે દરેક દેશની સરકારે એવું કહેવું શરૂ કર્યું છે કે પ્રાઈવેટ પાર્ટી તો તમને બધું જ આપશે. તમારા માટે સુંદર રસ્તા બનાવશે, અંગ્રેજી માધ્યમોની નિશાળો ચલાવશે, તમને વ્યવસાય પણ આપશે, તમારા માટે ગમે એટલું ભંડોળ પણ પરદેશમાંથી લાવી આપશે. અને તમને ક્રેડીટ કાર્ડ પણ ઘરે બેઠા પહોંચાડશે. એ બધું જ કરશે. એટલે, તમે સાચવી લો, સ્વીકારી લો. બની શકે તો તમારા ગામમાં એમને જમીન પણ આપો. એ તમારા માટે ખાસ જગ્યા બનાવશે. તે જગ્યાનું નામ હશે સ્પેશ્યલ ઈકોનોમિક ઝોન (એસ.ઈ.ઝેડ.). સરકાર આપણને કહે છે કે ઉદ્યોગપતીઓને તમે જગ્યા આપો. સ્પેશીયલ ઇકોનોમીક જગ્યા આપો. અને થોડા રાહતના દરમાં અમે એમને વીજળી આપીશું. તે ત્યાં ઉદ્યોગ ઉભા કરશે એટલે તમારા ત્યાં વિકાસ આવવનો છે. એટલા માટે અત્યારે તમે એમને મદદ કરતા રહો !

આ કોઈ ભારત કે ગુજરાતની વાત નથી. આ દુનિયા ભરના તમામ દેશોની વાત કરી રહ્યા છે. ૨૧મી સદીમાં આપણા બધાની આ સ્થિતિ થશે એવું કહી

શકીશું. દરેક દિશાથી આવતો અવાજ આપણને કહી રહ્યો છે કે ખાનગી ઉદ્યોગોને તક આપો. તમને સ્થાન આપો. તમારા વિસ્તારની જમીન આપો. સરકાર નિગમોને કહી રહી છે તમને સસ્તા દરે બધું જ આપીશું. અમારા નદીઓનું પાણી આપીશું, ગમે તેટલી વીજળી પણ આપીશું. દરેક પ્રકારની રાહત આપીશું પણ મહેરબાંધ આઓ અને અમારી ત્યાં એક એસ.ઈ.ઝેડ. ઉભો કરો.

આપણને કહેવામાં આવે છે કે આપણી નદીઓ નિગમોને આપીશું તો નદીનો વિકાસ થશે ! કર્ણાટકમાં એકઆખી નદી વેચી દેવામાં આવી હતી. ૩૪૦ કિલોમીટરની આખી નદી. સરકારે વેચી કાઢી. અને પ્રજાને કીધું આ નિગમ નદીનો વિકાસ કરશે.

દોસ્તો, બોલો કે નદીનો કોઈ વિકાસ કરી શકે છે? નદી નદી છે એનો વિકાસ શું કરશો ? કલ્પના કરો આપણે નક્કી કરીશું કે આકાશનો હિસ્સો આપણે લઈએ અને તેનો વિકાસ કરીએ. આકાશનો વિકાસ કેવી રીતે શક્ય છે ? એવી રીતે નદીનો વિકાસ કોઈ વ્યક્તિ કે નિગમ કેવી રીતે કરી શકે ? નદી નદી જ

રહેવાની. તેમાં પાણી આવતું જતું રહેવાનું છે. પણ...

અત્યાર સુધી સ્પેશ્યલ ઈકોનોમિક ઝોનનો ખાસ્સો એવો વિરોધ આપણા દેશમાં થયેલો છે. ખાસ કરીને પશ્ચિમ બંગાલમાં અને કર્ણાટકમાં. પણ માત્ર આક્રોશ કે વિરોધ કરવાથી કશું બદલાશે નહી, કારણ કે તે અહિંયા નહીં આવે તો પણ આપણાં જ દેશમાં અન્ય જગ્યાપર પહોંચી જશે. જેને એસ.ઇ.ઝેડ. બનાવવાનો છે તે તો એ બનાવીને જ રહેશે. તેમની પાસે નાણા છે, તંત્રજ્ઞાન છે અને એસ.ઈ.ઝેડ. બનાવા માટેનું દિમાગ છે. એ સ્વિકારે છે કે નફો કરવું સારું હોય છે તે તેમની વિચારધારા રહેલી છે. તે આ વિચારધારા છોડવાના નથી. એટલે, માત્ર આક્રોશ કરવાથી એસ.ઇ. ઝેડ.નું આ આક્રમણ રોકવું શક્ય નથી.

એક જમાનામાં અંગ્રેજ આવીને ઈસ્ટ ઈન્ડિયા કંપની બનાવીને આખી દુનિયાને લુટીને ગયા. તેમને રોકવા માટે પણ આપણે ત્યાં ઘણા બધાએ તલવાર-તીર લઈને સંઘર્ષ કર્યા. ઘણાએ મોટું બલિદાન આપ્યું. ઘણા બધા આઝાદી માટે લડતા રહ્યા. પણ હવે આપણા જમાનામાં માત્ર ખાદી પહેરવાથી કે માત્ર

ગાંધીજીનો ફોટો દિવાલ પર મુકવાથી, માત્ર ભગતસિંહની પ્રતિમા પુજવાથી કશું જ થવાનું નથી.

જો આજે ગાંધીજી આપણી સાથે હોત તો તેમણે પણ એસ.ઈ.ઝેડ.નો વિરોધ કર્યો હોત. આ કોઈ એક દેશની વાત નથી આ આખી દુનીયાની વાત છે. તમને યાદ હશે કે બંગાળમાં તાતાએ એસ.ઇ.ઝેડ. બનાવાનો હતો ત્યાં આક્રોશ થવાથી ગુજરાતમાં ૧૧૦૦ એકર જમીનમાં તાતાએ એસ.ઇ.ઝેડ.ની રચના કરી અને આપના રાજ્યમાં જાણે કે કોઈ તહેવાર હોય એ રીતે આ બનાવની ઉજવણી કરવામાં આવી.

હવે આપણે બધા સંગઠીત થઈ એસ.ઈ.ઝેડ. (સેઝ)ની જગ્યા એ જી.ઈ.ઝેડ.(ગેઝ) બનાવીએ.

માત્ર આક્રોશ વ્યક્ત કરવાથી ગેઝ તૈયાર થશે નહિ.

જી.ઈ.ઝેડ. નિર્મિતિને ખાસો સમય લાગશે. એ કામ આપણે માનીએ છીએ તેમ એક દિવસમાં જ પુરુ થવાનું નથી. સૌ પ્રથમ આપણને સંગઠીત થવું પડશે, સંગઠીત થઈ નિગમ સ્થાપવો પડશે. એ નિગમમાં આપણે બધાએ રોકાણ કરવું પડશે. જે લોકો આપણા દેશમાં એસ.ઈ.ઝેડ. સામે આક્રોશ

વ્યક્ત કરે છે તે બધાએ આ જી.ઈ.ઝેડ. નિગમમાં આર્થિક રોકાણ કરવું રહ્યું. આ રીતે એ યોગદાન આપે તો જ એ આપણી કલ્પનાને ટેકો આપી રહ્યા છીએ એવું માનીશું.

અત્યાર સુધી આપણે બધાએ મળી ભંડોળ ફળિયા અથવા સેલ્ફ હેલ્પ ગ્રુપની રચના કરેલી છે. એ બધા આપણા પાર્ટનર બનવા જોઈએ. ભંડોળ ફળિયાના સભ્યો પણ વ્યક્તિગત રીતે આપણા નિગમમાં જોડાઈ શકશે. તે માટે આપણને મંડળી પાસેથી ઠરાવ એકઠા કરવા પડશે. ગામના ખેડૂતોની જમીનના વપરાશમાટે તેઓ પાસેથી સંમતી પત્ર એકઠા કરવા પડશે. આપણને અત્યાર સુધી બેંકે જે કર્જા આપ્યા છે તે બેંકો પાસેથી વધારેના કર્જનું વચન લેવું પડશે. આ બધું કર્યા પછી દેશના આયોજન પંચ સમક્ષ આપણી કલ્પના અને આયોજન મુકવું પડશે. આપણા જમીનની વિગતો, આપણા ભંડોળની વિગતો, આપણે બનાવેલા વ્યવસાયો ઉભા કરવાનું આયોજન આ બધું જ કાગળ પર સારી રીતે લખવું પડશે. આયોજન પંચ અને સરકાર પાસેથી આપણને જી.ઈ.

ઝેડ. માટેની મંજુરી મેળવવી પડશે. એટલે, આપણે ગ્રીન ઇકોનોમીક ઝોનના નામથી અરજી તૈયાર કરી જે તે કચેરીમાં રજુ કરવી પડશે. આખું એક ગામ ભેગું થઈ એક જી.ઈ.ઝેડ. નિર્માણ કરી શકશે. જ્યાં આ શક્ય નથી ત્યાં બે-ત્રણ ગામ ભેગા મળીને પણ આપણા લીલો વિસ્તાર વિકાસ (જી.ઈ.ઝેડ.)નું આયોજન કરી શકશે. આપણે બધા એકઠા થઈ, સંગઠીત થઈ સો જેટલા ગામો માટે જી.ઇ.ઝેડ. ની અરજી કરવાની છે.

જો આપણા એક ગામને પણ જી.ઇ.ઝેડ. મંજુરી માટેની મંજુરી મળશે તો દુનિયાના તમામ દેશોને એસ.ઈ.ઝેડ.ની જે પીડા છે તેથી તેમને રાહત મળતી રહશે. દુનિયાના તમામ દેશોમાં જી.ઈ.ઝેડ. નિર્મિતિની શરૂઆત થશે. કારણ કે આ જી.ઇ.ઝેડ લોકોમાંથી આવેલો હશે. આનાથી કોઈનું સ્થળાંતર થશે નહીં. આમાં કોઈની જમીન ખેચી લેવાની વાત નથી. જી.ઇ.ઝેડ. માં સ્થાનિક જગ્યા ઉપર સો ટકા વ્યવસાય આપણને મળતાં રહેશે. તેમાં આપણી જ ભાગીદારી રહેવાની છે. જી.ઇ.ઝેડ. માંથી મળતો નફો

લઈને બહાર મોકલવાનો નથી. એક દમડી પણ બહાર જવાની નથી. જ્યાં ઉત્પાદન કરી રહ્યાં ત્યાંજ ઉત્પાદનમાંથી આવતો નફો રહેવાનો છે.

કોઈને પ્રશ્ન થશે કે આ પહેલાં કોઓપરેટીવ આંદોલન થયું તેમાં અને જી.ઇ.ઝેડ. વચ્ચે શું ફરક છે?

કોઓપરેટીવ આદોલનમાં ઘણા બધા ખેડુતો ભેગા થયા હતા. તે સમયે વિવિધ કોઓપ્રરેટીવના પ્રમુખ અને મંત્રી સ્થાનિક રાજવી જેવા બની ગયા હતા પણ જી.ઇ.ઝેડ. ની અંદર કોઈ એક વ્યક્તિ માલિક બનશે નહી. જી.ઈ.ઝેડ.માંથી આવતા કમાણીનો ભાગ દરેક ને મળતો રહેશે. સરખા પ્રમાણમાં મળતો રહેશે.

આપણને સ્વીકારવું પડશે કે એસ.ઈ.ઝેડ. માંથી આવેલા કાનુને અત્યારે આપણા બધાના હાથ બાંધેલા છે. હાથ કરતા પણ વધારે કહી શકીશું કે આપણા મોંહ બાંધેલ છે. એટલે આપણી જરૂરીયાત રહેશે કે એસ.ઈ.ઝેડ. ના કાનુની પરીપ્રેક્ષ્યમાં જ રહીને એસ.ઇ.ઝેડ. માટેનો પર્યાય નિર્માણ કરવો.

થોડા સમય પહેલાં ખેડુતોએ વીજળીના દરમાં રાહત મેળવવા હેતુ આંદોલન છેડ્યું હતું. પણ તેમને રાહત ન મળી. આપણ એસ.ઇ.ઝેડ. કાનુનના માળખામાં રહીને જી.ઇ.ઝેડ. ની નિર્મિતી કરીશું તો આપણા ખેડૂત ભાઈઓને રાહત દરમાં વિજળી મળતી રહેશે. એ સરકારને ફરજિયાત આપવી પડશે. કારણ કે એસ.ઈ.ઝેડ. માટે પહેલાંથી જ અમુક રાહત આપવાનું નક્કી નીયત થયેલું છે.

રાહત દરે વીજળી મળશે તો આપણે આપણા નદીઓનું પાણી સહેલાંઈથી મળવાનું છે. આપણા ગામમાં રસ્તા ન હોય તો ન ભુલે સરકારને રસ્તા બનાવી આપવા પડશે અને જો આપણી માંગ ફગાવવામાં આવે તો પછી આપણને શાંતીપૂર્ણ આંદોલન કરવું પડશે.

અમે ઉત્પાદન કરવા માગીએ છીએ. દેશનાં વિકાસમાં યોગદાન કરવા માંગીએ છીએ. અમે કોઈ પાસેથી પૈસાની માંગણી કરતાં નથી. અમે સરકાર પાસેથી કોઈ પણ અપેક્ષા રાખતાં નથી. તો પણ તમે ના પાડો તો તમે લોક વિરોધી સરકાર છો એવું અમે

કહી શકીશું. તો પછી આપણને આંદોલન કરવું પડશે. આંદોલન કરવું પડ્યું તો તે જે હદ સુધી લઈ જવું પડશે તે હદ સુધી લઈ જઈશું. તેવા સંજોગોમાં જી.ઇ.ઝેડ. માં ભાગ લેનાર સૌએ મક્કમતાથી ઉભું રહેવું પડશે.

આ કાર્યમાં આપણને અપયશ નહિ મળે કારણ કે કંઈ પણ ન થાય તો પણ દુનિયાને જી.ઇ.ઝેડ.ની કલ્પના તો સાંભાળવા મળશે. ભલે આપણે એને યશસ્વી કરી ન શકીએ પણ કોઈ અન્ય જગ્યા પર અન્ય સમુદાય તો જી.ઇ.ઝેડ. ઉભો કરી શકશે.

ગાંધીજીએ સ્વદેશીનો મંત્રોચ્ચાર આપેલો. એ સ્વદેશીનો મંત્ર ગાંધી બાપુ પહેલાં મહર્ષી અરવિંદે વાપરેલા. પણ તે મંત્ર એટલાં હદ સુધી તેમના સમયમાં યશસ્વી થયા હતા નહી. તેનું સામાજિકરણ ન થઈ શક્યું. ગાંધી બાપુ એ કરી શક્યા.

ખરેખર જ આપણે બધા સંગઠિત થઈ સારાં એવા જી.ઇ.ઝેડ. ઉભા કરીશું તો દુનિયામાં જે વિકાસનું પાયડું ફરી રહ્યું છે તે એકાદ ક્ષણ માટે રોકાશે. અને કોઈ નવા દિશામાં ફરવાનું શરૂ કરશે. દુનિયાની

આજની વિકાસની જે વ્યાખ્યા છે તે બદલાશે. જી.ઇ.ઝેડ. ની નિર્મિતિ કરવાથી અત્યારે જે આક્રોશ કરી રહ્યા છે, જે પીડીત છે, તેમને સાંપ્રતના ઈતિહાસના ગાળામાં એક નવો રસ્તો મળી રહેશે.

જી.ઇ.ઝેડ. માટે યશ અને અપયશ એવા માપદંડ નથી. આ આપણા સમયની જરૂરિરાયત છે. આ માત્ર આદિવાસીઓનો પ્રશ્ન નથી, માત્ર આદિવાસી વિકાસની વાત નથી, આ માત્ર બિન-આદિવાસી ના વિકાસની વાત નથી. જી.ઇ.ઝેડ. એટલે આદિવાસીનો સંઘર્ષ અથવા બિન આદિવાસીના સંઘર્ષની વાત નથી. આ પરંપરાની કે આધુનિકતાની વાત નથી. અહિં જે પ્રયોગો થયા છે એ પ્રયોગોના આધારે કોઈક નવો માર્ગ આપણી આંખ સામે આવતો રહ્યો છે. એ માર્ગ ઉપર આપણે પ્રવાસ કરવો છે. જેણે હું જી.ઇ.ઝેડ. પ્રવાસ નામ આપીશ. આપણે બધા દુનિયા માટે નવો રસ્તો બનાવીશું, એવો મને વિશ્વાસ છે. આ તો આપણી શરૂઆત છે. પણ આ પછી આપણે તન-મનથી કામ કરતા રહેવું પડશે.

જી.ઇ.ઝેડ. ના નિર્મિતીથી, આપણા દેશના કાનુની

માળખામાં રહીને વિકાસ માટે એક નવો ચીલો આપણે પાડી શકીશું. આ પ્રયોગની વિગત દેશના અન્ય પ્રદેશોમાં પણ પહોંચવાની છે. ત્યાંના લોકોને માહિતી મળવાની છે કે ગુજરાતના આદિવાસી આ પ્રકારે જી.ઇ.ઝેડ. ની નિર્મિતિ કરી રહ્યા છે.

એક સમયે ગાંધીજીએ અમદાવાદથી દાંડી સુધી ચાલવાનું નક્કી કર્યું હતું. અને માત્ર ચપટીભર મીઠું દરીયા કિનારાથી ઉચકી લઈ બાપુજીએ અંગ્રેજોનું આખુ રાજ જતું રહેવાનું કર્યું. ઈતિહાસના દરેક તબક્કામાં આ કામ નવેસરથી કરવું પડે છે.

ગાંધીજી જો આજે જીવતા હોત તો તેમણે બિલકુલ આજ કામ કર્યુ હોત.

આપણે દુનિયાને દર્શાવવાનું છે કે આપણે બધા સંગઠિત થઈ નવા વિકાસની પરિભાષા નિર્માણ કરી રહ્યા છીએ. દેશ અને દુનિયાને આ એક નવો રસ્તો આપણે આપી રહ્યાં છીએ. આ કામ માટે આપણને કોઈ અન્ય ગામ, અન્ય રાજ્ય કે કોઈ પાટનગર જઈ સંઘર્ષ કરવાની જરૂરીયાત નથી. જવું જરૂરી નથી. પણ આપણે જ્યાં છીએ ત્યાં જ, આપણા ગામમાં,

જ્યાં છીએ તે વિસ્તારમાં જે તે પ્રદેશમાં રહીને આ નવા વિચારોનો પ્રચાર–પ્રસાર કરવાનો છે. અને આ સામાજિક કાર્યમા સંગઠિત થઈને આવનાર સમયનાં આર્થિક અને સામાજિક સમસ્યાઓની સ્થાનિક સ્તરે જ તેનો ઉકેલ લાવાનો છે.

આપણા આ વિકાસના નવા અભિગમથી દુનિયાભરમાં ભોગવાદી અત્યાચારથી હણાઈ ગયેલી કુદરતને પણ થોડી ઘણી રાહત મળશે. આપણો પ્રવાસ કુદરતને ફરી એક વાર સંતોષવવા માટેનો, દીર્ઘ માર્ગ પરનો પ્રવાસ છે.